# जयकुमारीविजयनाटक.

અષ્ટાંકી 

रचीने प्रसिद्ध करनार

રણછોડભાઈ ઉદયરામ.

આવૃત્તિ ત્રીજી.

પ્રતિ ૪૦૦૦ ની.

મુંબઈ

નિર્ણયસાગર મુદ્રાયંત્ર.

સંવત્ ૧૯૪૧. સન ૧૮૮૪.

માર્ગશીર્ષ. નોવેંબર.

મૂલ્ય આના બાર.

# પ્રસ્તાવના.

ભવાઈ ઉપર અભાવ ઉપજવાથી, પ્રથમ મારૂં લક્ષ નાટક ઉપર ગયું, અને મનમાં એમ આવ્યું, કે નાટકવિષય પણ ગુજરાતી ભાષામાં ખેડાવો જોઈયે. આ વિષય ઘણો અઘરો છે, તેથી સામાન્ય સમજણવાળા લોકોનું મુખ તેમાં થવું કઠિણ છે; માટે પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોનાં નાટક આપણી ભાષામાં પ્રસિદ્ધ થવા માંડે, તેની અગાઉ, ઉપરના પ્રકારના લોકોનો તેમાં કાંઈ પણ પ્રવેશ થવાને સાધન મળે, એટલા માટે, મેં સન ૧૮૬૧ ના વર્ષના પ્રારંભમાં આ પુસ્તક લખવાનું આરંભ્યું. કુશળતાથી લખાયલાં નાટકોમાં આટો અવળો વિસ્તાર કરવામાં આવતો નથી, પણ વસ્તુભેદ, નાયકભેદ, અને રસભેદવાળી ચમત્કારિક રચના રચવામાં આવેછે. વસ્તુભેદમાં અધિકારિક અથવા મુખ્ય અંગ ઉપર સર્વે લખાણ થાયછે, અને તેને પુષ્ટિદાયક જે પ્રાસંગિક અંગ હોયછે તેટલુંજ માત્ર વધારાતું આવેછે; પણ આવી ગાળી કાઢાડેલી રચના, મેં ઉપર લખ્યું તેમ સર્વેની સમજમાં તરતજ ઉતરી જાય એવી થાય નહિ, એ વાત દેખાતી છે, અને તે ઉત્તમ છતાં, સાધારણ વાંચનારા અથવા સાંભળનારાને પ્રિયકર થવી કઠિણ છે. સમજ પડે એવો વિસ્તાર કરેલો હોયછે તોજ સામાન્ય લોકોને સમજણ પડેછે. મેં આ પુસ્તકમાં, આપણા લોકોને લક્ષમાં લેવા યોગ્ય વિષય ઉપર લખાણ કર્યું છે, તેથી, તે વિષય સ્ત્રીપુરૂષ સર્વે યથાર્થ સમજે, તેમજ પ્રાચીનઅર્વાચીન વિદ્વાનોનાં ઉંચપ્રતિનાં નાટક સમજવાને આ મારૂં પુસ્તક મુખ કરાવનારૂં સાધન થઈ પડે એવું થયેલું જોવાનો સંતોષ મેં વધારે માન્યો છે.

ર૦ ઉ૦.

# जयकुमारीविजयनाटक.

---

## પાત્ર.

સૂત્રધાર........................................ નાટક કરનાર.
વિદૂષક........................................ તેનો સોબતી.
નટી........................................ તેની સ્ત્રી.
ભીખારીદાસ........................................ એક ગરીબ માણસ.
ગંગાબાઇ........................................ તેની સ્ત્રી.
જયકુમારી........................................ તેની દીકરી.
રામો તથા બાપુ........................................ તેના દીકરા.
ભૂંડીબાઈ, જમના........................................ પાડોશણ.
ઝબાર........................................ ચોપડિયો બાંધનાર.
જગો, ભગો, ભૂલો, દામો, રાઘવ, ભલો........................................ શેરીના છોકરા.
સુખલાલ........................................ એક શેઠ.
ચંદ્રભાગા........................................ તેની સ્ત્રી.
પ્રાણલાલ........................................ તેનો દીકરો.
જાલમજી........................................ તેનો ચાકર.
છોટાલાલ........................................ પ્રાણલાલનો મિત્ર—ડાકટર—વૈદરાજ.
મોતીલાલ........................................ પ્રાણલાલનો મિત્ર—સ્ત્રીબોધપ્રસારક સભાનો મંત્રી.
મદનમોહના........................................ મોતીલાલની સ્ત્રી.
વિજયાકુમારી........................................ છોટાલાલની સ્ત્રી.
ઝવેરબાઈ........................................ ચંદ્રભાગાની મા.
જગજીવન તથા મથુર........................................ ચંદ્રભાગાના ભાઈ.
કમળા........................................ મથુરની વહુ.
ગિરધરદાસ........................................ રામદાસ નામના શેઠનો મુનમ.
શિવરામ........................................ એક જોશી.
રામો........................................ મોતીલાલનો ગાડીવાન
પોસ્ટનો પટાવાળો, નગર શેઠ, કલેકટર, જજ્જ, તેમની મડમો ઈત્યાદિ ઈ૦.

# जयकुमारीविजयनाटक.

## अंक १ लो.

### प्रस्तावना.

**नान्दी.**

( સ્રગ્ધરા વૃત્ત. )

જેણે સ્ત્રી જાતિ કીધી. સુખદ જગતમાં, મૂળ મંડાણ સાર,
તેને હું આજ હોંસે. નમન સહિત તો, વિનતિ આ ઉચારૂં.—
પામે સ્ત્રી જે સુખોનો, સરસ સુધરવા. લે મને ઓ દયાળુ !
સ્ત્રીના અજાનથી જે દુખ સહન કર્યું, ટાળ તે તું કૃપાળુ.

**પદ.**

થા તત્પર તું ઈશકૃપાળુ, દુઃખી દિલને બહુ સુખ દેવા. ટેક.
ખોટા ચાલ ઘણા ચલવેલા, તેથી મળ્યા નહિ સુખ મેવા.
એમાં વાંક અમારો છે પણ, થા તું સાહાય્ય હવે દેવા ! થા તત્પર. ૧
અમથી થાય અમે તે કરિયે. તેમાં મળે વાંધા લેવા.
તેના મનમાં તું ઉતરીને, કર તેઓને અમજેવા. થા તત્પર. ૨
સ્ત્રીપતિનું જ્યાં મળે ન મન ત્યાં. દુઃખી લોક થાયે કેવા !
તેની દયા તું દિલમાં આણી. યોજ ઉપાય ઘટે એવા. થા તત્પર. ૩
જયકુમારી વિજય જે પામી. ઇચ્છું એ દૃષ્ટાંત દેવા,
પણ મતિ મારી છે નહિ સારી, દે તું સુધારી, કરૂં સેવા.
થા તત્પર તું ઈશ કૃપાળુ, દુઃખી દિલને બહુ સુખ દેવા. ૪

**સૂત્રધાર**— ( મંગલાચરણ કરીરહ્યા પછી જરા આગળ આવીને ) અહોહો સુજ્ઞ સભાસદો ! આ પ્રસંગે હું **જયકુમારીવિજયનાટક** ભજવી બતાવનાર છું. તેમાં મુખ્યત્વે કરીને નઠારી ચાલનો ધિક્કાર અને સારી ચાલની પ્રશંસા થયેલી સર્વેના જોવામાં આવશે. આપણા દેશના લોકો, આગળની માન્ય કરવા જેવી રીતભાત જવા દઇને, હવે તેથી કેવળ ઉલટી રીતે વર્તતા જોવામાં આવેછે ; તેથી ઘણી ખરી વાતે દેશિયોને દુઃખ પા-

મતા જોઇયે છિયે. છેક બાળપણમાં લગ્ન થતાં જ્યાં ત્યાં જોવામાં આવેછે, એટલે એક બીજાનાં મન મળ્યા વિનાની સ્ત્રીપુરૂષની જોતડી બંધાયછે, તેનું પરિણામ એવું થાયછે કે, બન્નેના સુખનો નાશ થઇને બિચારાંને જન્મ સુધી દુ:ખમાં દિવસ ગાળવા પડેછે; માટે આવી ચાલ આપણામાંથી નીકળી જાય. અને યોગ્ય વય થયે બંધબેસતા જોડાનાં લગ્ન થાય, તથા તેમનાં માબાપ અને સગાંવાહાલાં, તેઓને આવા સુખદાયક કાર્યમાં વિઘ્ન નહિ નાંખતાં, ઉલટો આશ્રય આપે એટલા માટે આ નાટકકર્ત્તાએ રચના રચેલી છે, તેને અનુસરીને હું ખેલ કરવાનો પ્રારંભ કરૂંછું, તે ઉપર સર્વે સભાસદો પોતાનું લક્ષ આપશે એવી આશા રાખુછું.

**વિદૂષક**—( આશા રાખુછું એ શબ્દ સાંભળીને કૂદતો કૂદતો ) હુંએ આશા રાખુંછું, આશા રાખુંછું, આશા રાખુંછું.

**સૂત્રધાર**—અરે ઓ ભલા માણસ! તુ શાની આશા રાખેછે ?

**વિદૂષક**—( આસપાસ ઉચું નીચુ જોઈને ) કોન, કોન. કોન બોલ્યુ એ.

**સૂત્રધાર**—( પાસે જઈને ) આમ જો, એ તો હું સુત્રધાર, તને પૂછુ છું કે, તું શાની આશા રાખેછે ?

**વિદૂષક**—હાંહાં, પુતરધાર. ઠીક, પુતરધાર.

**સૂત્રધાર**—અરે શંખ, સૂત્રધાર.

**વિદૂષક**—સૂતરધાર, જાણ્યું ઠીક, '**સૂ**-તર', તે સુતરની દોરી, ને 'ધાર' તે ધારણ કરનાર-ઝાલનાર "ઘોડિયાની સુતરની દોરી ઝાલનાર".

**સૂત્રધાર**—અરે મૂઢ એ તો હું નાટકાચાર્ય.—નાયક.

**વિદૂષક**—હા, હા, ભાટકાચાર્ય.—લડાયક. હાંહાંહાં! તારે લડવું છે કાં ?

**સૂત્રધાર**—અરે મૂર્ખ, આડું આડું શું બકેછે. આસપાસ જો તો ખરો, સારા સારા લોકો બેઠાછે તે તને ગાંડામાં ગણી કાહાડશે.

**વિદૂષક**—ભૂલ્યો, હવેથી કાનની બૂટ પકડું. ( સૂત્રધારનો કાન પકડેછે. )

**સૂત્રધાર**—વેગળો રેહે વેગળો, આવો અટકચાળો કયાંથી આવ્યોછે.

**વિદૂષક**—કોણ હું ? હું વનમાંથી આવ્યોછું.

**સૂત્રધાર**—તારૂં નામ શુ?

**વિદૂષક**—મારૂં નામ ? મારૂં નામ વનચર.

**સૂત્રધાર**—અરે ! એવું તે નામ હોય ?

**વિદૂષક**—તું શાસ્તર ભણ્યો નથી જો वनचरतिसःवनचरः વનમાં જે કાંઇ છે તે ચરે તે . . એ એ . . વનચરઃ

**સૂત્રધાર**—વનમાં ચરે તે તો ઢોર.

**વિદૂષક**—તું નર્મદા કાંઠે જઈને ભણ્યો હઉં એવું લાગતું નથી. જો चरति એટલે भ्रमति, વનમાં જે ભમે તે વનચર.

**સૂત્રધાર**—હા હા સમજ્યો હવે. વનમાં ભટકીખાનારો; એજ તારૂં નામ કે ?

**વિદૂષક**—અરે એ તો હું ભૂલ્યો ભૂલ્યો, મારૂં નામ તો વંચક; ને વળી જાણ્યું ? મારા માથા ઉપર જેટલાં પાંદડાં છે એટલાં મારાં નામ છે. જો સાંભળ મારૂં નામ—લાડુ ભટ, કુંગળીદત્ત, ચાવેચટ, ને ચાલે ચટ–પટ ચટ–પટ ચટ–પટ. ( ચાલી બતાવેછે. )

**સૂત્રધાર**—જા, જા, એવાં તે નામ હોય ?

**વિદૂષક**—તારા બાપના હમજો, કે તું મરૂં–વળી હાંભળ મારાં બીજા નામ—શાસ્તરમાં લખ્યા પ્રમાણે કહુંછું હો–વસંતમાં હું ચાલું તેથી મારૂં નામ '**વાસંતિક**', જો બીજું, ક્રીડા કરીને રમું તેથી '**કેલીકિલ**', ત્રીજું–વિચિત્ર હાસ્યવાળો તેથી હું '**વૈહાસિક**' કેહેવાઉ. ચોથું નામ કહું ? જો હૃષકેશ નહિ હો ? મેળાપ હોય ત્યાં લડાઈ કરાવું ને લડાઈ હોય ત્યાં મેળાપ કરાવું તેથી મને '**વિદૂષક**' કેહેછે. પારવનો હસું તેથી '**પ્રહાસી**,' બધાયના મનમાં પ્રીતિ ઉત્પન્ન કરૂં તેથી '**પ્રીતિદ**' અને રંગ મચાવું તેથી '**રંગલો**.' મારા નામનો તો પાર નથી, જો ભગવાનના નામનો પાર હોય તો મારા નામનો હોય.

**સૂત્રધાર**—તું તો કોઈ વિચિત્ર માણસ જણાયછે. મારા નાટકમાં જોઈયે એવો તું છે.

**વિદૂષક**—તું કોણ છું ? અહિ કેમ આવ્યો છું ?

**સૂત્રધાર**—મને કોઈ **સૂચક** કેહેછે. **સૂત્રધાર** કેહેછે, **સ્થાપક** કેહેછે, **નાયક** કેહેછે અને **દીર્ઘદર્શક** પણ કેહેછે. મારા હાથ નીચે બીજા માણસો છે તેની સાહાય્યથી હું નાટક ભજવી બતાવા આવ્યો છું, તેમાં હાસ્યરસ ઉપજાવવા તારો ખપ પડશે. પણ બોલ, તું શાંની આશા રાખેછે ?

**વિદૂષક**—લાડુ ને કઢી, ને ખાઈને મૂકું હડો.

**સૂત્રધાર**—તું તારા અંતઃકરણથી મને આશરો આપીશ તો જા તને તે મળશે.

**વિદૂષક**–( રાજી થતો થતો ) હા હા, આજ તો મોદક મળશે, મોદક મળશે—પણ અલ્યા—(સંભારેછે) અટપટા નામવાળા, ચેતાવ મને, તું કેવું નાટક કરવાનો છે ?

**સૂત્રધાર**—જેવું જોઈયે તેવું વરવહૂનું જોડું બંધાયછે તો તેથી સર્વ પ્રકારે સુખ થાયછે એવું દર્શાવનારૂં નાટક હું ભજવવા ઇચ્છું છું.

**વિદૂષક**—વાહરે વાહ ! એ તો મને ગમશે. અરે એ તો ગળ્યુ ગળ્યુ મધ. મારે બાપે મારે માથે એક નહારી બાયડી મારી છે, તે મને રોજ ચોટલી ઝાલીને મારેછે. જો મારે બરડે નિશાનિયો. (બતાવેછે.)

**સૂત્રધાર**—અરેરે, તને એવી માથાની બાયડી મળી છે ?

**વિદૂષક**—અક્કલના દુશ્મન, માથાની ના મળે તારે માથાવિનાની મળે? તારી વહૂ તો માથાવિનાની હશે !

**સૂત્રધાર**—અરે મારી સ્ત્રી તો કેવી ડાહી છે. મને નાટક કરવામાં કેટલી બધી કામમાં લાગશે તે હવણાં તું જોઈશ.

**વિદૂષક**—એમકે ? અહિં આવશે ? એનું નામ શું ?

**સૂત્રધાર**—હા, નૃત્ય કરવાને હવણાં આવશે, એનું નામ **નટી.**

**વિદૂષક**—ઠીક ઠીક, **નટી** નાકકટી.

**સૂત્રધાર**—ચાલ મૂર્ખ, મારી સ્ત્રીનું અપમાન કરેછે ? છાનો રહે, જો પેલી આવે.

**નટી**—( પ્રવેશ કરીને. ) સ્વામીનાથ ! મને શી આજ્ઞા કરોછો ?

**સૂત્રધાર**—સભાસદોનાં મનરંજન કરવા સારૂ, નૃત્ય કર્‌યા પછી, તારા મધુર અવાજથી ગાયન કર.

**નટી**—જેવી સ્વામીની આજ્ઞા હોય તેવું ગાઉં.

**સૂત્રધાર**—જો આ વસંતઋતુ કેવી શોભાયમાન દેખાયછે. મારા મનમાં એમ છે કે એ વિષે કાંઈ ગાઉં તો બહુ સારૂં.

**નટી**—તમારી એવી ઈચ્છા છે તો વસંતનું વર્ણન ગાઉં. (ગાયછે.)

( **મનહર છંદ.**–ધ્રુપદમાં પણ ગવાયછે. )

ફૂલની તો લુમથકી, લચી રે'તાં ઝાડ શોભે,
શોભે આંબાઝાડે મોર, જોર ખૂબ જામવે.
સુજનો જે સારી વાત ખોળવે ખંતીલા ખૂબ;
ભ્રમર ભમેછે તેમ, અંકુરે નવે નવે.
સૂર્યજોત કમળને પ્રફુલ્લિત નિત્ય કરે.
એવાં તે વિકાશી શોભા આપે જળ જ્યાં હવે.
સુવાસદ વાયુ શીત થઈ મંદ મંદ ચાલે
સુખ એવું આપે કે તે કવનાર શું કવે.
ફૂલ જેમ ફૂલે તેમ માનવીનાં મન ફૂલે
વસંત હિંદોલરાગ બાગ બાગ તે ખીલે.
ઋતુ મોહથી મોહિત નારિયો નવિન વેશે

ઉમંગ સહિત સર્વે આમ તેમ તે હિલે.
ચંદ્રમાતણાં કિરણ. પોયણીને પ્રિય થઈ
શીતલ શીતલ કરે, દિલે ને વળી ડિલે.
શોભા સુખકારી વળી આનંદી દિવસવિષે
આનંદ આનંદ વ્યાપે સહુ માનવી દિલે;
કામગર્વે મદવાન થયેલી પતિની પ્રિયા
પ્રાણપ્રિય ચિત્તચોર થઈ ચિત્તચોરતી.
પ્રિયવગરની પ્રિયા, પ્રિયાવગરનો પ્રિય
વ્યાકુળ થઈ ન સાંખે. વિરહપિડા રતી.
આંબામોર ખીલતો તે જોઈ આપ આંખ મીચે,
કારમી કળિયો તીર થઈ દિલ કોરતી
સુખદ આ કાળશોભા જોઈ કામદેવ પોતે
મોહ મસ પામે મન. હોય વિયોગી રતિ;
સ્ત્રિયોનાં વ્યાકુળ મન કરતી હર્ષિત થઈ
ટૌકા કરે પીક તેથી ઓળખાય કાગથી,
ફૂલ ઝાડની ઘટાની જગ્યા તો વિચિત્ર ભાસે
જાણે વેશધારી નારી, વિચિત્ર પોશાકથી.
ફૂલ ફૂલ કંપાવીને ચોરતો સુગંધ વાયુ
તરુણનાં ચિત્ત ચોરી ચાલે ધીમી ચાલથી
કિંશુક કંપાતાં લાલ ચટક ચકચકિત
ભાસે વિરહિણી સ્ત્રીને તે અધિક આગથી.

**સૂત્રધાર**—વાહવા નટી ! ગાયન તો ઉત્તમ પ્રકારનું ગાયું. સભાસદોના ભણી નજર કરતાં, તેઓ રાજી થયા હોય એમ જણાયછે.

**નટી**—સ્વામીનાથ ! મને આજ્ઞા છે ?

**સૂત્રધાર**—ભલે, પધારો.

**નટી**—( નમન કરીને જાયછે. )

**વિદૂષક**—હુંએ આજ્ઞા લઉંછું. ( જવા માંડેછે. )

**સૂત્રધાર**—( તેને રોકતાં ) પણ તું જાયછે કયાં ?

**વિદૂષક**—કયાં તે મારે ઘેર ચાલ, રસ્તો મૂક.

**સૂત્રધાર**—કામ તો અહિં છે ને ઘેર કેમ જાયછે ?

**વિદૂષક**—જઈને મારી વહૂને તેડી લાવું, ને તમારી વહૂને સોંપી દઉં, કે નાટકમાં જે બોધની વાત આવે તે એને સમજાવે.

**સૂત્રધાર**—એ એવડી ડાહી નથી, પણ જેના સહવાસથી એ ડાહી થઈ છે તેનાં સહીપણાં કરાવી આપશે.

**વિદૂષક**—ડા'ઇનાથી ડા'ઈ એવી તે બાઈ કઈ?

**સૂત્રધાર**—તે ભીખારીદાસની ગંગાબાઈ છે, બિચારા ભીખારી થઈ ગયેલા ભીખારીદાસને તે કેવી સાહાય્ય આપેછે, તે ચાલ હું તને બતાવું.

( જાયછે. )

# अंक १ लो.

## प्रवेश १ लो.

### સ્થળ, ભીખારીદાસનું ઘર.

**ભીખારીદાસ**—(સ્વગત) અહો! ઈશ્વરની ગતિ કેવી ન્યારી છે! માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં. એકેય પ્રકારની હવે બાકી રહી નહિ. બાપે બધી પૂંજી ગુમાવી નાખી; તેમાં વળી કરજ કર્યું ના હોત તો આજે મારી આવી દશા હોત નહિ. લેણદારોને સંતાપે, ઘરબાર વેચતાં પણ છૂટકો થયો નહિ, ત્યારે વતન તજવું પડયું, અને અમદાવાદ આવીને વસ્યો " નસીબ બે ડગલાં આગળનું આગળ " એ કેહેવત હવે સાચી પડી. અહિ પણ માથાફોડ મેહેનત કરતાં છતાં બધાંનું પૂરૂં થતું નથી. છોકરાં બિચારાં અર્ધાં ભૂખે મરેછે. અરે ભગવાન્! અમે તે એવડાં શાં પાપ કર્યાં હશે કે, આવી દશાએ પોહોંચ્યાં! મને આવી ઉદ્યોગી સ્ત્રી મળી ના હોત તો મારા ઘણાજ માઠા હાલ થાત. અરે! તે બીચારી કેટલી બધી મેહેનત કરેછે! રાત્રે જંપીને બે ઘડી પણ સૂતી નથી. ગજા ઉપરાંત લોકોનું દળી ખાંડીને એ બાપડીનું આખું શરીર તૂટી ગયું છે. ઓહો! તેને કેટલી ચિન્તા! બધું ઘર એનાથીજ નિભ્યું જાયછે. એની સમજણ કેવી સારી! મને રોજ રોજ કેવી હિંમત આપેછે! અરે, એનામાં આવી ધીરજ હોત નહિ તો, આખું ઘર બેદાન મેદાન થઇ જાત. અરે ભગવાન્! (નિશ્વાસ નાંખે છે.)

**ગંગાબાઈ**—(બેગળેથી એઇને પ્રવેશ કરીને ) મારા પ્રિય! તમે બહુ શોકથી ઘેરાઈ ગયેલા જણાઓછો; મારા સમ, તમે નીસાસો કેમ નાંખ્યો? સાચું કોહો.

**ભીખારીદાસ**—કંઇ નહિ.

ગંગાબાઈ—એમ કેમ ? આટલું બધું મ્હો ઉતરી ગયુંછે, ને આંખો તો ઝળઝળિયાંથી ભરાઈ ગઇછે. તમારા દુઃખમાં હું ભાગિયણ થાઉં નહિ ત્યારે બીજું કોણ થાય ? તમારા મનની વાત મને કેહેવાને તમારે કચવાવું નહિ.

ભીખારીદાસ—ખરૂં કેહેછે મારી વાહાલી ! તારી સમજણથી તો આખું ઘર ચાલેછે; તું સારી પેઠે જાણેછે કે, તારાથી કશી વાત કોઇ દિવસ હું છાની રાખતો નથી. ઈશ્વરે મને દુઃખ દરિયામાં ફેંકી દીધો છે ખરો, પણ તુજ રૂપી વાહાણનું સાધન આપ્યું છે, તેથી મને ઘણી ચિન્તા થતી નથી. તું એક રત્ન મારે હાથ ચડયું છે. અરે પ્રિયા ! તારી અવસ્થા નીચી છે, પણ તારૂં મન ઊંચું છે. તારૂં શરીર મહા મેહેનત કરી તેં કશીને કઠિણ કરી નાખ્યું છે, પણ તારૂં મન ઘણું કોમળ છે. કોઈ શંખણી કર્મે ચોંટી હોત તો અરે ભગવાન્ ! મારી કેવી વલે થાત ! આ બધો પ્રતાપ ભણ્યાનો; તને ભણાવનારનું કલ્યાણ થજો.

ગંગાબાઈ—મારા વાહાલા ! તમે ગુણગ્રાહક છો, તેથી આટલું બધું મને માન આપોછો. આપણા પડોશિયોના ઘરમાં નિત્ય કંકાસ થાય છે, તેનું કારણ ધણી ધણિયાણીની મૂર્ખાઈ વિના બીજું કાંઇ નથી. તમે સુજ્ઞ છો તો નિભાવોછો, ચૂક કાહાડવા બેસો તો હજારો નીકળે. પણ કોહોની, તમે કેમ ઉદાસ છો ?

ભીખારીદાસ—મારી પ્રિયા, તને શોકાતુર કરવાને હું ઇચ્છતો નથી. આજે વિચાર કરતાં તારી અવસ્થા વિષે મારા મનમાં ઘણું લાગ્યું. સગાં વાહાલાંને તજીને મારી પાસે આવી રેહેવાની જ્યારથી તને જરૂર પડી છે ત્યારથી તું જંપીને બેઠી નથી. ન્હાનપણથી સંસારના ખટરાગથી તું ઘેરાઈ ગઇછે. તારા સરખી યોગ્ય સ્ત્રી પ્રમાણે મારા ઘરમાં તને કશું સુખ મળી શકતું નથી; પણ ઊલટો દુઃખમાં ભાગ લેવો પડેછે. આજની સ્ત્રિયોને જોઉંછું અને તેમની સાથે તને સરખાવું છું તો મને આભ ધરતીનો ફેર જણાયછે. તેં કાંઈ ઘણો વિદ્યાભ્યાસ કર્યો નથી, તોપણ તારામાં સ્વાભાવિક ગુણજ રહેલા તે કેવા ખીલી નીકળ્યા છે ! જયકુમારીને થોડું થોડું કરતાં પણ તેં કેટલું બધું શીખવ્યુ ! તે કેવી કડકડાટ વાંચેછે ! અત્યારમાંથી એના વિચાર કેવા સારા છે ! ઈશ્વર કરશે તો એ છોકરી સારી ઉઠશે. આ બધો તારો પ્રતાપ. મારી વાતથી તો તું સારીપેઠે જાણીતી છે. અરે ! ચિન્તાથી મારૂં શરીર કેવું થઇ ગયું ! વળી બીજા આધિ વ્યાધિ છે તે તો જૂદા.

ગંગાબાઈ—તમે આટલો બધો બળાપો શું કરવાને કરોછો ? ઈશ્વરે આપણને જેવી સ્થિતિમાં મૂક્યાં તેમાં રહી સંતોષ માનવો. તમે મેહેનત ક-

રવામાં બાકી રાખી નથી. તેમ છતાં જ્યારે આપણી માઠી અવસ્થા રહી ત્યારે શું કરિયે? તમારા બાપનો ધોકરે તમને લાગ્યો, નહિકર આજે આપણે સારી સ્થિતિમાં હોત. તમારી મહા મેહેનતની કમાઇમાંથી એ પૈસા એકઠા કરી રાખેલા તે દેવામાં આપી દેવા પડયા. ઘરબાર પણ તેમાંજ ગયાં. જ્યારે તમારે મેહેનત કરવાની જરૂર નોહોતી ત્યારે શરીર પાંશરૂ હતું.

**ભીખારી૦**—અને હવણાં જ્યારે એ પૈસા સારૂ મેહેનત કરવાની જરૂર છે, ત્યારે મહા રોગે કરીને આખું શરીર ઘેરાઇ ગયું છે.

**ગંગાબાઇ**—વળી અધૂરામાં પૂરૂં, વાઇનો રોગ મહા ભૂંડો થઇ પડયો છે. તેથી એક ઘડી પણ બાહાર તમને ધીરાય નહિ. તમારાથી અણુચાલે મેહેનત થતી નથી. તેમાં તમે શું કરો? તમે ઘણી ચિન્તા કરીને શરીર શું કરવાને ગાળી નાંખોછો. મને હવે સહ્યું પડયું છે તેથી કશું લાગતું નથી. માટે મારી કશી ચિન્તા તમારે કરવી નહિ. તમારે તો હવે ઘરમાં રહીને ન્હાનાં છોકરાંને તેમના ગજા પ્રમાણે થોડું થોડું શીખવવા માંડવું. ઘરનું કામ હું મારી મેળે કરીશ, તે વિષે તમારે જરા પણ મનમાં આણવું નહિ.

**ભીખારી૦**—તારે શું આખો જન્મારો વૈતરામાં કાહાડવો?

ગંગા૦—આપણી સુખી અવસ્થા હતી ત્યારે મારે કંઇ કરવું પડતું નહિ તેથી વાંચવામાં અને ગંમતમાં મારો કાળ જતો. હવણાં જ્યારે અવસ્થા બદલાઈ ત્યારે તેને અનુસરીને મારે વર્ત્તવું જોઇયે. તમે વૃદ્ધચાણાખ્ય મને વાંચી સંભળાવતા હતા તેમાંથી જે શ્લોક અમજાતિને લાગુ પડતા હતા તે બધા મેં ગોખી રાખ્યા છે. તેમાંનો આ એક બરાબર લાગુ પડેછે.

जानीयात् प्रेषणे भृत्यान्, बांधवान व्यसनागमे
मित्रंचापत्तिकालेषु, भार्या च विभवक्षये.

મા. જા આ શ્લોકના અર્થનો દુહો પણ મને સાંભરેછે:—

દુઃખ આપત્તી કાળમાં, બાંધવ, મિત્ર જણાય;
વૈભવનાશ થયે ત્રિયા, ચાકર જો પ્રેરાય.

વળી એવાજ અર્થનો બીજો શ્લોક મારા સાંભળવામાં આવ્યોછે:—

जानीयात् संगरे भृत्यं, बांधवान् व्यसनागमे
भार्यां क्षीणेषु वित्तेषु युद्धे शूरं धने शुचिं.

**ભાવાર્થ**—સંકટમાં ચાકરનું ચાકરપણું જણાયછે; દુઃખ આવે ત્યારે ભાઈઓનું ભાઈપણું જણાયછે; પૈસો ઘટીપડયે સ્ત્રીની પરીક્ષા થાયછે; યુદ્ધમાં

ગૂરનું શૂરાપણું જણાયછે, અને ધનના વ્યવહારમાં માણસની ચોખ્ખાઈ જણાયછે. સુખમાં તો અમે અમારી ગરજને લીધે તમારૂં મન સાચવીને ચાલિયે. પણ કઠિણવેળામાં નિભાવ થાય એમ, સ્થિતિ પ્રમાણે વર્ત્તિયે ત્યારે ખરો ધર્મ પાળ્યો કેહેવાય.

**ભીખારીદાસ**—ધન્ય છે મારી પ્રિયા, તને ધન્ય છે. જો કે હું દુઃખદ અવસ્થામાં આવી પડયો છુ, તોપણ તારે લીધે હું પોતાને સુખી સમજુંછું કેમકે, કહ્યું છે કેઃ—

यस्य पुत्रो वशीभूतो, भार्या छंदानुगामिनी
विभवे यश्च संतुष्टस्तस्य स्वर्गमिहैव हि.

સમજી? એમાં કેહેછે કે, પુત્ર હોય તે વશમાં રેહે, અને સ્ત્રી ધણીની મરજી પ્રમાણે વર્ત્તે, અને જેટલો વૈભવ મળ્યો હોય તેટલામાં સંતોષ પામે એવા મનુષ્યને અહિયાંજ સ્વર્ગ છે.

**ગંગા૦**—જેમ તમે સંતોષ માનો છો તેમ હું નિત્યસંતોષી રહુંછું માટે મારી ચિન્તા કરવી નહિ.

**ભીખારીદાસ**- વારૂ ત્યારે. પણ આપણી જયકુમારી ઝબારને ત્યાં છાપેલા કાગળ વાળવા જાયછે. તે અહિ લઈ આવાને વાળતી હોય તો હું પણ એને વાળવા લાગું, અને એના બે ભાઈ પણ જોવાથી શીખે, તેથી ઉપજમાં કાંઈ પણ વધારો થાય; વળી એ છે તો ડાહી. પણ એની ઉંમર થવા આવી તેથી ઘરમાં રેહે તો સારૂં.

**ગંગાબાઈ**—ખરી વાત છે, પણ મારે ઝબારને ત્યાં જઈને કેહેવું પડશે ત્યારે એ ઘેર વાળવા આપશે.

**ભીખારીદાસ**—બહુ સારૂ; જયકુમારી પરવારી હોય તો લઈને જા

(ગંગાબાઈ જયકુમારીને તેડીને જાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ, ઝબારની દુકાન.

### ઝબાર, અને પ્રાણલાલ.

**ઝબાર**—(પ્રાણલાલને આવતા જોઈને) આઈયે સાહેબ? કયા ખબર હે?

**પ્રાણલાલ**—અચ્છી. કહ્યું, એો સબ કિતાબે તૈયાર હુઈ?

**ઝબાર**—તીનસો હુઈહે, સો અભી ભેજ દેતાહું.

**પ્રાણલાલ**—દુસરી તાકીદસે દેની ચહીયે. (ચોપડિયો ગણેછે.)

**ઝબ્બાર**—અચ્છા સાહેબ, પરસુ કે રોજ ખસુસ દેઉંગા.

**ગંગાબાઈ અને જયકુમારી પ્રવેશ કરેછે.**

**ગંગાબાઈ**—કેમ ઝબ્બારભાઈ? શી ખબર છે?

**ઝબ્બાર**—સારી, બેહેન, આવો બેઠો (સો) બાંક બતાવેછે, (જયકુમારી ભણી ફરીને) કુમ બેહેન, તમે ફજરમાં આયે નોહોતે?

**જયકુમારી**—માનીવતીનું મારે કાંઈ કામ કરવાનું હતું, તેમાં રોકાઇ હતી.

**ગંગાબાઈ**—હા, એમજ થયું હતું. પણ તમને જો અડચણ પડે એવું ના હોય તો એક મારૂં માનશો?

**ઝબ્બાર**—હા બેહેન, કાયકું નહિ.

**ગંગાબાઈ**—જયકુમારી અહિં કાગળ વાળેછે તેના કરતાં, ઘેર વાળવા આપો તો એના બાપ એને વાળવા લાગે, અને બીજા બે મારા છોકરા પણ જોઇને શીખે તો ભલા બે પૈસાનો તમારા ભણીનો આશરો વધે.

**ઝબ્બાર**—એવું કરવાની મારી બોત ખુશી છે. અમારે તો કામ થયું જોઇયે, એસી તુમેરી મરજી હોય તો યું કરો.

**ગંગાબાઈ**—તમારો મારા ઉપર બહુ આભાર થયો. (જયકુમારીના ભણી ફરીને) બેહેન? ઝબ્બારભાઈ કાગળ આપે તે હવે તારે આપણે ઘેર લઈ આવવા.

**જયકુમારી**—ઠીક ત્યારે, આજથી એમ કરીશ. (ઝબ્બાર ભણી જોઈને) ઝબ્બારભાઈ? ચડેલી વળામણી આપશો કે?

**ઝબ્બાર**—હા બેહેન, ચાર રૂપિયા ઓર બાર આના હુવા હે સો લઈ જાઓ. (ગુંજામાંથી કાહાડીને આપેછે.)

**જયકુમારી**—(પૈસા લઈને હળવે રહી પોતાની માને કેહે છે) જીજી! પેલી ચોપડિયો જોઇ કે? એનું નામ "બોધમાળા છે" પેલા ગણેછે એ-મણે બનાવીને છપાવી છે. એના કાગળ હું વાળતી હતી ત્યારે થોડુંક મારા વાંચવામાં આવ્યું હતું; એમાં સારી શીખામણ લખી છે, વળી કવિતા પણ કેટલેક ઠેકાણે છે. મૂલ ઘણું હલકું છે. પણ આપણે તો ભારે પડે. એક રૂપિયો સત્તર જગ્યાએ કામ લાગે.

**ગંગાબાઈ**—તારી મરજી હોય તો લે, વળી એના ભાગની વધારે મેહે-નત કરીશું.

**પ્રાણલાલ**—(મા દીકરીની વાતના કેટલાક શબ્દ કાને પડયાથી) કેમ જયકુ-મારી? તમારે "બોધમાળા" જોઇયે છિયે?

**જયકુમારી**—હા, જો એક સાદી બાંધણીની આપો તો (તેને રૂપિયા ધરે છે.)

**પ્રાણલાલ**—રેહેવાદો. મારે મૂલ લેવું નથી પણ તમે આ વાંચો જોઇયે (બોધમાળામાંથી કાહાડી બતાવેછે.):—

**જયકુમારી**—ચોપડી લઈને વાંચેછે.)

" વિદ્વાનોના વિચાર જાણવાથી, અને આપણે પણ વિચાર કરિયે તો તે ઉપરથી આપણી ખાત્રી થયાવિના રેહેતી નથી કે, આ જગત ક્ષણભંગુર છે. આપણે સારી પેઠે જાણિયે છિયે કે, આ જગતના તારથી ગુંથાઈ ગયેલા હજારો રાજા, પોતાનો સર્વ દબદબો મૂકીને અધવચ ગયા, તેમનામાંથી કેટલાએકે, પોતાની જાતના સુખને અર્થે લોકોને કનડ્યા અને દ્રવ્યના સંગ્રહને અર્થે હજારો પ્રકારના દગા ફટકા કરી કરોડોનાં ઘર ઘાલ્યાં, પરંતુ જે સુખને માટે તેઓએ ફાંફાં મારયાં તે સુખ છેવટે તેમને જાયું રહ્યું નહિ. આવાં ઉદાહરણ ઉપરથી પણ મનુષ્ય પ્રાણી ચેતવણી લેવાને ભૂલી જાયછે, અને જેને વાસ્તે પછવાડેથી પસ્તાવો કરવો પડે એવી કરણી કરેછે. અરે આ કેવું અયોગ્ય છે. અહો હો મનુષ્યપ્રાણી! તેમની સ્થિતિ સાથે તારી પોતાની નો તું મુકાબલો કરી જો, અને પછીથી ગર્વ કરવો હોય તો સુખે કર. ઈશ્વર કરશે તો તારા ગાળા નરમ પડયાવિના રેહેશેજ નહિ.

યાત્રા કરવાને વાસ્તે આપણે નીકળિયે, અને રસ્તામાં કેટલીક જગ્ગાયે વાસો કરિયે. ત્યાં જેટલી વાર રહિયે એટલી વારમાં તે ઠેકાણાના રેહેવાશિયોની સાથે હળી મળીને રેહેવાને બદલે મારામારી કરિયે તો ઘણુંજ અયોગ્ય કામ કરયું કેહેવાય. તેમજ, આપણે એક જાતના પંથી થઈ યાત્રા કરવાને નીકળેલા છિયે, તેમાં આ દુનિયા ઉપર થોડી મુદ્દતને વાસ્તે મુકામ કરેલો છે, માટે બને એટલી ત્વરા અને ઉદ્યોગથી સાથે લઈ જવાની સામગ્રી સજી લેવાની તૈયારી કરી લેવાને, અને સર્વેની સાથે પ્રેમથી હળી મળીને ચાલવાને બદલે, કજિયો કંકાસ અને દગા ફટકા કરિયે તો તે ઘટાર્થ નથી. માટે દરેક માણસે તો, જો પોતાનું સારૂંજ ઇચ્છવું હોય તો, સાત ગયણે ગળીને પાણી પીવું; અર્થાત, જોઇ વિચારીને પગલાં ભરવાં કે, અખડાઈ પડવું પડે નહિ. અને જેમ બને તેમ સારી કરણી કરી લેવી, કેમકે આ દુનિયા આપણે કેઈ વેળાએ છોડીશું તે જાણતા નથી, તેથી ભવિષ્યના ઉપર આધાર રાખી, આળસ કરી વેળા વ્યર્થ કાહાડી તો પછીથી આવો રૂડો અવસર હાથ લાગનાર નથી.

મનુષ્ય પ્રાણિયે પોતાનાં સગાંવાહાલાનું ભલું ઇચ્છવું બસ નથી, પણ પોતાના કટ્ટા શત્રુનું પણ સારૂં ચાહાવું. ઈશ્વર તેમને અન્નને વાસ્તે વલવલાવે નહિ, એવી તેની પ્રાર્થના કરવી.

શત્રુ સરખાને પણ વશ કરી લેવાનો એક સેહેલો ઉપાય છે, તે એ કે આપણાથી બને ત્યાં સુધી તેનું સારૂ કરવું. આવો રસ્તો ઝાલવાથી તે અજ્ઞાની હશે તોપણ શરમાઇ ગયાવિના રેહેશે નહિ. આવો સિધો રસ્તો મૂકીને આપણે તેના જેવા થયા તો તેનામાં ને આપણામાં કશો ફેર રહ્યો નહિ; વળી ઈશ્વર પણ એમ કરવાથી રાજી રેહેવાનો નહિ. સમજુ માણસના ઘણું કરીને સારા લોક શત્રુ થતા નથી; એવું છતાં ભોગ જોગે કોઈ થાય તો ઉપર લખ્યા પ્રમાણે વર્તણૂક ચલાવવાથી તે મિત્ર થયા વિના રેહે નહિ.

કેટલાક અણસમજુ અને કુટીલ લોક અદેખાઇને લીધે કોઈનું સારૂં થયેલું સહન કરી શકતા નથી, તેથી ઘણાના શત્રુ થાયછે, અને પોતાને હાથે પીડા ઉભી કરી લેછે. ઈશ્વર તેમને તેમના દુષ્ટ વિચારનું ફળ આપ્યાવિના રેહેતો નથી, માટે સમજુ માણસે, પોતાનામાં આવા વિચારનો સ્પર્શ થાય નહિ એટલા માટે ચેતતાં રેહેવું.

એક ઘરનાં બે માણસમાંથી એક કુટિલ હોય તેના ઉપર નજર રાખી બીજું તેવું નહિ છતાં તેને તેજ વર્ગનું ગણવું એ અયોગ્ય છે. જેનું જેવું જ્ઞાન તે પ્રમાણે તે ચાલેછે. એક પોપટનાં બે બચ્ચાંમાંથી એક સુજ્ઞને ત્યાં કેળવાય તો તેના મ્હોંમાંથી પ્રિય ભાષણ નીકળે, અને બીજું દુષ્ટને ત્યાં ઉછરે તો કુચ્છિત બોલ બકે એમાં નવાઈ નથી, પણ સમજુ માણસોએ બંનેને એક માબાપનાં સમજીને સરખાં ગણવાં નહિ.

આ દુનિયાંમાંથી સારા કે નઠારા નામવિના બીજો કશો બદલો સાથે લઈ જવાનો નથી: તેથી સમજુ માણસોએ બીજી તૃષ્ણા જવા દઈ પરમાર્થ કરવા પછવાડે મંડવું.

મનુષ્યપ્રાણિયે મેહેનત કરી છૂટવું; ફળદાતા તો ઇશ્વર છે, એ કાંઈ અયોગ્ય કરતા નથી, તેથી જે કાંઈ કરશે તે સારાનેજ વાસ્તે કરશે, પણ સમજુ હોય તેણે ઉદ્યોગ કરવામાં પાછી પાહાની કાહાડવી નહિ."

**પ્રાણલાલ**—( ખુશી થઈને ) સાબાશ જયકુમારી. મને આશા નોહોતી કે, તમે આવું સારૂં વાંચશો. તમે કેઈ નિશાળે શીખ્યાં? મારા જોવામાં તમે કહિ આવ્યાં નથી.

**જયકુમારી**—( માના ભણી આંગળી કરીને ) મને આ મારી માએ ઘેર શીખવ્યું, અમે અહિયાં હવણાંજ આવી રહ્યાં છિયે, તેથી તમે મને દીઠી નહિ હોય.

**પ્રાણલાલ**—( સાનદાશ્ચર્ય પામી ગંગાબાઈ ભણી ફરીને ) ઓહો! તમારી પુત્રીને તમે શીખવ્યું? કેવી ખુશીની વાત. સ્ત્રીકેલવણીથી કેટલા બધા લાભ છે? ગંગાબાઈ! આજે હું ઘણોજ પ્રસન્ન થયો. ( રસેલી ચોપડિયોના સ્તોકમાંથી એક કાહાડીને ) જયકુમારી! આ ચોપડી હું તમને ભેટ કરૂંછું અને બધી વાંચવાની ભલામણ કરૂંછું.

**જયકુમારી**—(હસ્તે મ્હોઢે ચોપડી લઈને) તમારો ઉપકાર માનુંછું. તમારા કહ્યા પ્રમાણે હું વાંચીશ.

**ગંગાબાઈ**—( પ્રાણલાલ ભણી ફરીને ) ભાઈ! તમે કોઈ રૂડા માણસ છો. તમારૂં હૃદય દયા ભરેલું છે, તેથી ઈશ્વર તમારૂં સારૂં કરશે.

**પ્રાણલાલ**—એમાં તે શું. તોપણ તમારો આશિર્વાદ હું માથે ચડાવુંછું.

**ગંગાબાઈ**—મેં ઘણા લોકો જોયા છે. કોઈના દુ:ખથી અસર થાય એવા ઘણા ઓછા છે. તેથી કોઈ જરા દયાવાન હોય તો મને તે બહુ લાગેછે.

**પ્રાણલાલ**—ખરૂં.તે સાથે વળી માણસનાં મન વરતી જનારાની પણ ઘણી અછત છે. તમારી સર્વે વાત જાણવાની મારી ઇચ્છા છે. તમે ક્યાં રોહોછો?

**ગંગાબાઈ**—અવકાશ હોય ને અમારૂં ઘર પાવન કરો તો અમારા ઉપર ઘણી કૃપા કરી એમ અમે સમજીશું.

**પ્રાણલાલ**—ઘણી પ્રસન્નતાની સાથે આવવાને હું તૈયારછું, ચાલો.

( ગંગાબાઈ, જયકુમારી અને પ્રાણલાલ જાયછે. )

## प्रवेश ३ जो.

### स्थळ, भीखारीदासनुं घर.

**ગંગાબાઈ, જયકુમારી, પ્રાણલાલ અને ભીખારીદાસ.**

**જયકુમારી**—( આગળ જઈને સાદડી પાથરતાં પાથરતાં ) પિતાજી ! પ્રાણુલાલ કરીને એક શેઠનો છોકરો આવેછે. એ બહુ રૂડું માણસ છે. આ ચોપડી એમણે મને ભેટ આપીછે.

**ભીખારીદાસ**—(પાનાં ફેરવતાં ) ચોપડી બહુ સારી જણાયછે. (પ્રાણુલાલને આવતો જોઈને) આવો શેઠ, પધારો.

**પ્રાણલાલ**—હાજી.

**ભીખારીદાસ**—(થોડીક વાર પછી) આજે મારું ઘર પાવન કરીને મારા ઉપર કૃપા કરી. આપ ક્યાં રેહોછો ?

**પ્રાણલાલ**—હું રાયપરમાં રહુંછુ.

**ગંગાબાઈ**—( પોતાના ધણીને ) એમની ઉંમર તો ઘણી મ્હોટી નથી, પણ ઘણા સમજુછે. આ " બોધમાળા " ની ચોપડી એમણે બનાવીછે.

**ભીખારીદાસ**—સાબાશ. આજ તમારા સરખા વિદ્વાન્ પુરૂષના દર્શનનો લાભ થયો, તેથી મને ઘણો આનંદ થયો.

**પ્રાણલાલ**—તમારા સહકુટુંબના મેળાપથી મને પણ ઘણો આનંદ થયો. ક્ષમા કરજો, તમારે તમારૂં વતન શા વાસ્તે છોડવું પડયું ?

**ભીખારીદાસ**—મારા પિતા મ્હોટા વ્યાપારી હતા, તેમણે પૈસાથી પૈસો સારો એકઠો કર્યો હતો; પણ પછવાડેથી મારે માટે વારસામાં દેવું મૂકી ગયા. ઘરબાર વેચ્યાં પણ છૂટકો થયો નહિ. અને ધાતુપાત્રવિનાનો થઈ ગયો. તેથી જ્યાં સુખ ભોગવેલું ત્યાં દુઃખના દિવસ કાહાડવામાં મને ઘણું નીચું લાગવા માંડયું. કેમકે નીતિશાસ્ત્રમાં પણ કહ્યુંછે કે:—

वरं वनं व्याघ्रगजेंद्रसेवितं द्रुमालये पक्कफलांबुभोजनं
तृणानिशय्या परिधानवल्कलं न बंधुमध्ये धनहीनजीवनं १

વાઘ અને હાથી રેહેતા હોય એવું વન સારૂં; વૃક્ષરૂપી ઘરમાં વશીને પાકાં ફળ ખાવાં અને જળપાન કરવું સારૂં; સૂવાને સારૂં ઘાસની પથારી હોય તે સારી; પેહેરવાને ઝાડની છાલનાં વસ્ત્ર સારાં; પણ પોતાના બંધુઓમાં પૈસાવિનાનું જીવવું સારૂં નહિ. આ વિચાર પ્રાધાન્યપણે મારા મનમાં વસવા લાગ્યો, તેથી છેવટે, કુટુંબ સહિત અહિ આવીને રહ્યોછું. અહિયાં જ્યાં ત્યાં

કરીને દાહાડા કાહાડિયે છિયે. અને ઈશ્વર પાસે માગિયે છિયે, કે, હવે વે-હેલો છૂટકો કરે તો બહુ સારૂ. ( એમ કહીને નીસાસો નાંખતાં નાખતાં ) તમે જાણોછો કે, સર્વે પૈસાનું સગું છે. સગાંવાહાલાં ખાવાને એકઠાં થતાં, અને તે સમયે સારૂં સારૂં બોલતાં, પણ જ્યારે દુકાન ઉપર તગાદો થયો ત્યારે તેઓજ સર્વના કરતાં પેહેલાં આવીને અડયાં, તો પછી બીજાને શો દોષ દેવાનો રહ્યો ! જેઓ અમારાથી પોસાયાં તેઓએજ અમને તજ્યાં ક-હ્યુંછે કે:—

त्यजंति मित्राणि धनैर्विहीनं दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च
तेचार्थवंतं पुनराश्रयंते ह्यर्थोहिलोके पुरुषस्य बंधुः

**અર્થ**–ધનવિનાનો થઈ ગયો તેને મિત્ર, સ્ત્રી, સેવક તેમજ તેના પ્રિય-જનો તજી દેછે; તેજ પાછો જો ધનવાન થયો તો પાછાં એ બધાં વળગતાં જાયછે, માટે આ લોકમાં ધન છે તેજ પુરૂષનો બંધુ છે.

**પ્રાણલાલ**—સત્ય કોહોછો, અનુભવી વૃદ્ધજન.

**ભીખારીદાસ**—અરે! મારી સ્થિતિ સારી હતી ત્યારે મારી પાસે કેટલા બધા લોક આવતા ! કોઈ સલાહ પૂછવાને, કોઈ કામ સાધવાને, કોઈ સારૂં મનાવવાને, અને કોઈ સહજ.

**પ્રાણલાલ**—તમે યથાર્થ કોહોછો. લોકોમાં ગુણની પરીક્ષા કરવાનો હુ-જી ચાલ પડયો નથી. જ્યાં ત્યાં દ્રવ્યની પ્રશંસા થતી સાંભળવામાં આવેછે. એક શ્લોક એવો છે:—

यस्यास्ति वित्तं स नरःकुलीनः स पंडितः स श्रुतवान् गुणज्ञः
स एव वक्ता स च दर्शनीयः सर्वे गुणाःकांचनमाश्रयंति.

**અર્થ**—જેની પાસે પૈસો છે તેજ કુલીન, તેજ પંડિત, તેજ જાણ પુ-રૂષ, તેજ ગુણજ્ઞ, તેજ વક્તા અને તેજ મેળાપ કરવાને યોગ્ય છે. અર્થાત્ સર્વે ગુણ કાંચનનો આશ્રય કરેછે. આ વાત ખરી છે, પરંતુ ગુણની આગળ દ્રવ્ય તુચ્છ છે. કહ્યુંછે કે, गुणाः सर्वत्र पूज्यंते न महत्योपि संपदः ગુણ સર્વત્ર પૂજાયછે, સંપત્તિ મ્હોટી છે તોપણ તે પૂજાતી નથી. માટે તમારે કાંઈ ઓછું આણવું નહિ. ઈશ્વર કોઈનું અડયું રાખતો નથી.

**ભીખારીદાસ**—આપનું કેહેવું યથાર્થ છે, પણ દ્રવ્યપ્રાપ્તિવિના ઘર-ખટલો નભી શકતો નથી. અને હું તો છેક નકામો થઈ ગયોછું, તેથી મારી સુજ્ઞ સ્ત્રીને ઘણો ધંધો કરવો પડેછે, તોપણ હું મ્હોડે શું કહું, અમારા દિ-વસ ઘણા માઠા જાયછે.

**પ્રાણલાલ**—હું માન્ય કરૂંછું કે મનુષ્યને એવા વિચાર થાય, પણ પ-

શ્વાદિને તેમનો નિર્વાહ કરતાં આપણે જોઇયે છિયે. વળી કેહેવત છે કે, "જેણે દાંત આપ્યા છે તે ચાવણું પણ આપી રેહેછે." જુવો નીતિચાણાક્યમાં શું કહ્યુંછે ?—

नाहारं चिंतयेत्प्राज्ञो धर्ममेकं हि चिंतयेत्
आहारो हि मनुष्याणां, जन्मना सहजायते.

**ભાવાર્થ**—આપણને ખાવાનું ક્યાંથી મળશે એ વિષેની ચિંતા ડાહ્યા પુરૂષે કરવી નહિ. પણ ધર્મ વિષેની કરવી. મનુષ્યનો આહાર તો જન્મની સાથેજ ઉત્પન્ન કરવામાં આવેછે.

**ભીખારીદાસ**—મારૂં મન ગભરાયછે તે અવસરે સુવિચાર કરી ધૈર્ય રાખુંછું તો ખરો. પણ સદા રેહેતું નથી.

**પ્રાણલાલ**—તમે આવા સુવિચારવાન છો તેથી સ્વાભાવિક રીતે તમારામાં ધૈર્યનો ગુણ હોય એમાં નવાઈ નથી કહ્યુંછે કેઃ—

विपदि धैर्यमथाभ्युदये त्क्षमा सदसि वाक्पटुता युधिविक्रमः
यशसि चाभिरूचिर्व्यसनं श्रुतौ प्रकृतिसिद्ध मिदं हि महात्मनाम्

**અર્થ**.—આપત્તિકાળે ધૈર્ય; સંપત્તિકાળે ક્ષમા; સભામાં વાણીનું ચાતુર્ય; યુદ્ધમાં પરાક્રમ; જગતમાં સારી કીર્તિ રાખવા ઉપર પ્રીતિ; અને વિદ્યા ભણવાનું વ્યસન, એટલાં વાનાં મ્હોટા મનવાળા માણસોમાં મૂળથીજ હોયછે.

**ભીખારીદાસ**—કોઈ વાર મારૂં મન ભરાઈ આવેછે ત્યારે હું મારા મનમાંજ ચિંતા કરીને શાન્ત રહુંછું.

**ગંગાબાઈ**—સુખાવસ્થાના એમના સ્વભાવમાં ને હવણાના સ્વભાવમાં જરા પણ ફેર પડવા દીધો નથી કે કોઈના કળ્યામાં ઝટ લઈને આવે. એમની ધીરજનાં વખાણ હું શાં કરૂં.

**પ્રાણલાલ**—ધન્ય છે, ભીખારીદાસ, આ પ્રસંગે મને એક શ્લોક સાંભરી આવ્યો—

संपत्तौ च विपत्तौच महतामेकरूपता
समुद्रश्चैकरूपोहि सदा भाति धरातले.

**અર્થ**—સંપત્તિ અથવા વિપત્તિ છતાં પણ મ્હોટાં માણસોનો સ્વભાવ બદલાતો નથી; સમુદ્ર મ્હોટો છે માટે તે નિરંતર એકજ રૂપે જણાયછે વળી.—

छिन्नोपि चंदनतरुर्नजहाति गंधं वृद्धोपि वारणपतिर्नजहाति लीलां
यंत्रार्पितो मधुरतां नजहाति इक्षुः क्षीणोपि न त्यजति शीलगुणान्कुलीनः

**ભીખારીદાસ**—એ શ્લોક મારી પુત્રી હરતી ફરતી ગાયછે.

**પ્રાણલાલ**—ત્યારે તો એનો અર્થ એજ કહી સંભળાવે.

**ગંગાબાઈ**—બાપુ ! એનો અર્થ તું કહી સંભળાવ.

**જયકુમારી**—ચંદનના વૃક્ષને ભેદતાં પણ પોતાની સુગંધ તે તજતું નથી; ગજપતિ વૃદ્ધ થયો છતાં, પોતાની ચાલવાની છટા છોડતો નથી. અને શેલડીને કોહોલમાં ઘાલીને પીલેછે તોપણ તે પોતાની મધુરતા છોડતી નથી; તેમ, કુલીન પુરૂષ કદાપિ દ્રવ્યાદિકે કરીને ક્ષીણ થાય તોપણ પોતાનો ઉત્તમ સ્વભાવ અને શ્રેષ્ટ ગુણ તજતો નથી.

**પ્રાણલાલ**—માટે તમારા સુસ્વભાવનો ઉપયોગ કરી સદા ધૈર્ય રાખો, અને ગભરાઓ નહિ. તમારી દયાનત સારી છે. તો ઇશ્વર સર્વે વાતે સારાં વાનાં કરશે. વારા ફરતી સુખ દુઃખ ચાલ્યાં કરેછે, માટે સમજુ માણસે છાનાં માનાં સહન કરવું. અને દયાનતદારીથી ઉદ્યોગ કરવો. સૌના સરખા દિવસ જતા નથી.

**ભીખારીદાસ**—સત્ય કોહોછો. એ વાત વિસારી દેવી જોઇયે. આજે મને તમારા સમાગમથી મ્હોટો લાભ થયો. તમ સરખા વિદ્વાન પુરૂષના ઉપદેશથી ઘણી હિંમત મળી; પણ હું આપના ઉદ્યોગ વિષે જાણવા ઇચ્છુંછું.

**પ્રાણલાલ**—હાલમાં તો વિદ્યાભ્યાસ વિના હું કશુ કરતો નથી. અવકાશની વેળામાં યથામતિ કાંઈ લખુંછું. ઈશ્વર પ્રતાપથી, ઘરભણીની નિરાંત છે તેથી હવણાં તો એજ ઉદ્યોગ ચલાવવાનો વિચાર રાખ્યોછે.

**ભીખારીદાસ**—ઘણોજ સારો વિચાર. ઈશ્વર તમારા કામમાં તમને યશ આપો.

**પ્રાણલાલ**—જેવી ઇશ્વરેચ્છા. ઘણી વાર થઈ માટે હવે હું આજ્ઞા લઊંછું; વળી કોઈ દિવસ આવીશ. ( જયકુમારીને ) તમારે વાસ્તે વાંચવા જોગ ચોપડિયો હું મોકલાવીશ. ( જતાં પોતાના મન સાથે વિચાર કરેછે ) જગતકર્ત્તા જે કરે તે માથા ઉપર. બિચારો ભીખારીદાસ મારા જેવોજ સુખિયો હશે. મારો પૈસો જાય તો મારી પણ એવીજ વલે થાય. અરે ! એના ઘરમાં કશો સરસામાન નથી. આસપાસ વસ્તી મળે નહિ એવા ઝુપડામાં રેહેછે. મને ઈશ્વરે સાધન આપ્યું છે તો મારે એની સંભાળ લેવી જોઈયે. ઓહો ! એની સ્ત્રી કેવી ભલી છે ! છોકરી તો એક રત્ન છે, એને જો ઊંચા વર્ગની કેલવણી મળે તો જોઈ લ્યો પછી. અત્યારથીજ એની આંખ કેવી પ્રેમ અને સમજથી ભરેલીછે. છાનાં રત્ન ઘણી જગ્યાએ ઢંકાઇ રહેલાં હશે, પણ આપણે શું જાણિયે ? ચાકરને મોકલવા કરતાં આજે જાતે આવ્યા તો દુખિયારા કુટુંબના મેળાપનો લાભ થયો, અને એથી એમને પણ ઠીક થશે. ( જાયછે. )

# प्रवेश ४ थो.

## સ્થળ,—શેરી.

**જગો, ભગો, ભૂલો, રામો, દામો, રાઘવ, ભલો.** (બધાસાથે પ્રવેશ કરીને)

આવો આવોરે છોકરા રમિયે,
ભેગા ભળે ન તેમને ધમિયે,
બહુ દમ દઇ દઇને દમિયે રે આવો રમિયે.

**દામો**—પે'લાં આ રામલાને ધમિયે રે પછી રમિયે. (મારેછે)

**રામો**—ભાઇયો, મને મારો નહિ, મારી પાસે ભમેડા નથી.

**દામો**—નથી તો લઈ આવ, નહિ તો આ લે તો જા. (મારેછે)

**રાઘવ**—ખબરદાર! મારો નહિ મારા ભાઇને. (દામાને પગે ઝાલી પાડી નાંખેછે.)

**દામો**—(ઉઠ્યા થઇને) વાંઝણીના, ઉલટો મારવા આવછ.

**ભલો**—રંગ છે રાઘવ, આવ મારી પડખે. જોઉં તને કોણ મારેછે તે.

**દામો**—શું રમશે નહિ ને ભેગો ભળશે? (તેને મારવા જાયછે.)

**ભલો**—(દામાને નિવારિને) તારા બાપે હરામખોરી કરીને હજારો રૂપિયા ભેગા કર્યાછે તેમાં ફૂલછ કે શું?

**ભગો**—હા, એમજ છે. ગરીબ હોય તે પૈસા ક્યાંથી લાવે?

**ભૂલો**—ક્યાંથી તે ઘરમાંથી.

**ભલો**—ઘરમાં હોય તો પંચાત શી?

**દામો**—ત્યારે લાવે સાપના દરમાંથી.

**ભગો**—તારા બાપને સાપનું દર મળ્યું તેવું બીજાને ક્યાંથી મળે?

**જગો**—દર મળે તો જીવ ટળે.

**ભગો**—અરે એમ નહિ. "દર મળે તો દળદર ટળે" એમ કહે.

**ભલો**—એમ કેમ?

**ભગો**—કેમ તે એમ, કે, દામાના બાપે સાપનું દર જોઇને ત્યાં ખોદ્યું તો નીચેથી ધન મળ્યું.

**ભલો**—તેમાંજ એ થનથનાટ કરી રહ્યોછે તો.

**જગો**—એનું જાણીને બીજો કરવા જાય એટલાજ માટે હું કહું છું કે, દર મળે તો જીવ ટળે.

**દામો**—જીવ ટળે તો ભલે પણ ધન તો મળે. (ભમેડા ફેંકેછે.)

**રામો**—જો એનું ઉંધું ફર્યું.

**દામો**—ફર્યું તો ફર્યું પણ તને કોણ ભેળેછે ?

**ભલો**—લે રામા, તું મારે ભમરડે રમ.

**રામો**—ના ભલાભાઈ, અમે તમને રમતા જોઈને રાજી થઈશું.

**ભલો**—વારૂં ત્યારે હું હવણાં રમું છું પછીથી તું રમજે. (ગાતાં)

ભમરઈ ભમમમ મારૂં ભમરડો, મારો ભમરડો.

**દામો**—તડ લઈ તડડડ તોડું ભમરડો તારો ભમરડો.

**જગો**—ચટ લઈ ચડડડ ચોરૂ ભમરડો, તારો ભમરડો.

**ભલો**—ફેર ખાઈ ફેરખાઈ ફરે ભમરડો કેવો ભમરડો !

બોલ એ ઉંઘે કે જાગે ભમરડો મારો ભમરડો.

**રામો**—ખુબ ઉંઘ લઈ એ ઉંઘે ભમરડો તારો ભમરડો.

**ભલો**—રામા ! તું લે આ દોરી ને પેલો મારો ભમરડો.

**જગો**—દામા તું રામાની સાથેરે. એવડો રાખે શું મરડો.

**દામો**—આવ્ રામા, આપણે રમિયેરે ફેરવ તું તારો ભમરડો.

( બધા ભમરડા ફેરેછે તેમાંથી જેઓના ઉંધા ફરયા તે પોતપોતાના ભમેડા નીચે મૂકેછે.)

**દામો**—( રામાના ભમેડા ઉપર ઘા કરતાં)

કટ લઈ કડડડ કાપું ભમરડો, તારો ભમરડો.

**રામો**—ખુલ્લુ ફર્યું તું તો હાર્યોરે મૂક નીચે તારો ભમરડો.

ફટ લઈ ફડડડ ફાડુંરે દામા હું તારો ભમરડો.

( દામાના ભમેડા ઉપર ઘા કરતાં તે ફાટી જાયછે. )

**દામો**—લાવ્ આંણ્યા મારો ભમેડો. શા માટે ફાડયો. (તેને ડોકે ઝાલી મારેછે. બધા વચ્ચે પડેછે. બે જણને ઘેર બે છોકરા ખબર કરવા જાયછે.)

**જાલમજી**—(પ્રવેશ કરીને) મૂચ એ છોકરાની ચોટલી, નાળિયેરની ગોડે ઉપડી જશે.

**દામો**—જા ફિટ, નથી મૂકતા, તારા બાપનું શું જાયછે?

**જાલમજી**—મૂકતો નથી ને ચાંમોદિયો કરછ. ( છોડાવીને એક લપડાક મારેછે. દામો રડારોળ કરી મૂકેછે.)

**બધા છોકરા**—હુરિયો. હુરિયો.

**ભૂંડીબાઈ**—(પ્રવેશ કરીને) પાઘડી બળ્યે મારા છોકરાનો ભમેડો ચીરી નાખ્યો. ક્યાં મુવો એ રામલો. (તેને મારવા જાયછે.)

**રામો**—રમતાં ચીરાયો તેમાં હું શું કરૂં. ( ભલાની પડખે ભરાયછે.)

**ભલો**—એ તો ચીરવાની રમત છે.

**ભૂંડીબાઈ**—માટેજ લાવ્ હું એની ચાંમડી ચીરૂં. રાંડનાને ભીખનું ખાઈને ચાંમોદિયો હુજી છે. મુવો રાંડનો.

**જયકુમારી**—(પ્રવેશ કરીને) મારા ભાઈને ખમા કરે, બાઈ! તમે એવી ગાળ ઘો નહિ. એને મારવા જાઓ નહિ.

**ભૂંડીબાઈ**—જો રાંડ ડાકણ, ખોટું ઉપરાણુ લેવા આવી છે. તારા હગલાએ મારા દીકરાનો ભમેડો ચોરી નાંખ્યો તે શું તારા માંટીની મતા હતી કે શું?

**જયકુમારી**—બાઈ. ધીમાં પડો. તમારા દીકરાને અમે નવો ભમેડો આણી આપીશું.

**દામો**—એ દેવાળવાની પાહે રમવાને તો એકે છે નહિ ને ક્યાંથી આણી આપશો?

**ભૂંડીબાઈ**—ઘરમાં તો ભૂત ભૂસકા મારેછે ને રાંડ શેખાઈ જોને કરેછે.

**દામો**—આણી આપ તારે મારો ભમેડો.

**ભલો**—શાનો આણી આપે. હા રમતાં ફાટેસ્તો "ચટ લઈ ચડડડ ચીરૂ ભમરડો તારો ભમરડો" એ તુ કેહતો હતો કે બીજો. તેં ચોરી નાંખ્યો હોત તો આપવા આવત કે?

**ભૂંડીબાઈ**—રાંડોએ જાણીને મૂકયા રઝળતા. બાપની મતા થઈ જો ચોરાયે કોઈનો ભમેડો. લાવ મૂકીદે આમ મારો ભમેડો. ( રામાને પાંગોટે ઝાલી લપડાક મારેછે. )

**જયકુમારી**—બાઈ, તમે એને મારો નહિ. ખસો વેગળાં. ભમેડો લેશો બીજું શું કરશો.

**ભૂંડીબાઈ**—રાંડનું નામ જેકુમારી છે તેવીજ આ ભૂંડી આંખમાં ખુમારી જોને છે.

**જાલમજી**—બાઈ, તમારૂં નામ જેકુમારી, તમારા બાપનું નામ ભીખારીદા?

**જયકુમારી**—હા. ભાઈ.

**ભૂંડીબાઈ**—નોંધીલ્યો એનું નામ; જો એ સરકારના માહણની નજરમાં આવ્યું ખરૂં જે એમાં તારો વાંક છે. ભાઈ, લેઈ જાઓ એને ચબુતરે.

**જયકુમારી**—ચબુતરે જવા સરખાં વેણ તો તમે કાહાડયાંછે, પણ અમારે તેનું કાંઈ નથી.

**ભૂંડીબાઈ**—કાંય નથી કહે છૂટાયું? મૂક રાંડ, આ ઝભલું, ભમેડો આપીને લઈ જજે (ઝભલું શીવતી હતીતે ખુંચાવી લેછે.)

**જાલમજી**—જો હું સરકારી માણુહ હઊ તો પે'લી ખબર તારી લઉં પણ તને એ ઝભલું લઈ જવા નહિ દઊ (પાછું ખુંચી લઈને જયકુમારીને આપેછે)

લ્યો બાઈ, ને ચાલો તમારે ઘેર, હું તમારૂંજ ઘર ખોળતો હતો, મારે આ કાગળ તમારા બાપને આપવો છે.

**જયકુમારી**—ચાલો ભાઈ, લઇ જાઊ. (ભૂંડીબાઈને) બાઈ હું ભમેડો તમને આણી આપીશ, રીસ રાખશો નહિ. ( જાયછે. )

**ભૂંડીબાઇ**—નહિ આપું તો હું કાંઇ તારા જેવી ગરીબ થઈ જવાની નથી; પરમેશ્વરે તને પાધરીજ રાખીછે. ( જાયછે. )

---

## प्रवेश ५ मो.

### स्थळ, भीखारीदासनुं घर.

**જયકુમારી, જાલમજી, ભીખારીદાસ ને ગંગાબાઈ.**

**જયકુમારી**—( પ્રવેશ કરીને ) આ મારા પિતાજી.

**જાલમજી**—પ્રાણલાલ શેઠે જેગોપાળ કહ્યાછે, ને આ કાગળ આપ્યોછે.

**ભીખારીદાસ**—( લઈને ) બેહેન લે આ પત્રિકા, વાંચ.

**જયકુમારી**—( વાંચેછે. ):—

**ગુણજ્ઞ ભીખારીદાસ.**

પત્રિકા લાવનાર સાથે રૂ. ૫૦૦) મોકલ્યા છે, એ મેં મારા ગજવાખર્ચમાંથી બચાવી રાખ્યાછે, તે મારી પેટીમાં પડયા રેહે તેના કરતાં તમારા કુટુંબના સુખને અર્થે તમે તેનો સારો ઉપયોગ કરી શકશો, એવું સમજી અર્પણ કરૂં છું, તે સ્વીકાર કરશો.

મારા થોડા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે તમારી જયકુમારી હજુ કેળવાશે તો ઘણી સારી ઉઠશે; માટે એની પછવાડે વધારે લક્ષ આપવાની હું તમને ભલામણ કરૂં છું, એને વાસ્તે નીચે લખેલી ચોપડિયો મોકલી છે, તે એ પણ માન્ય રાખશો.

| | |
|---|---|
| ૧. સ્ત્રીજ્ઞાનમાળા. | ૧. સંસાર સુખ |
| ૧. સ્ત્રીઓના જન્મચરિત્રનું પુસ્તક. | ૨. સ્ત્રીબોધનાં પૂસ્તક |

રાયપુર. કાર્તિક શુદ ૨. }

લ૦ શુભેચ્છક.
**પ્રાણલાલ મુન્શીલાલ.**

**જાલમજી**—(ચોપડિયો તથા થેલી છોડી આપીને) જબાબ આપવાનો છે કે ?

**ભીખારીદાસ**—હા ભાઈ: બેસો, આપુંછું હો, (પોતાની સ્ત્રીને) કેવો સદ્‌ગૃહસ્થ, ઈશ્વર ! પૈસો આપે તો એવાનેજ આપજે.

**ગંગાબાઇ**—બહુ રૂડા સદ્‌ગૃહસ્થ, આપણી અવસ્થા વિષે એમને ખરેખરૂ લાગી ગયુંછે.

**જયકુમારી**—(ખડિયો, કલમને કાગળ લાવીને) પિતાજી લ્યો, ઉત્તર લખો, ને પછીથી મને પણ લખવા દેજો.

**ભીખારીદાસ**—બહુ સારૂ બેહેન. (ઉત્તર લખેછે.)

**ભાગીરથી**—(પ્રવેશ કરતાં) છે તો ભૂંડી, પણ શીખામણમાં રૂડી. શું મારી બાઈ! પખવાડિયું ને પાંચ દા'ડા થયા તોય હજી મગ આપતાં નથી. ઉછીનું તે ક્યાં લગી રખાય.

**ગંગાબાઇ**—બાઇ, તમે અકળાઓછો શું કરવાને; અમે કઇ નાશી તો ગયાં નથી?

**ભૂંડીબાઈ**—(પ્રવેશ કરી સંતાઈને સાંભળેછે.) હવે રમસ્તાન મચશે.

**જયકુમારી**—માજી, પેલી ભૂંડીબાઈયે એમને ભંભેરેલાં જણાયછે. ભમેડા માટે આપણે જરા બોલાચાલી થઈછે.

**ભાગીરથી**—જા ગમે તે કેહે. ભૂંડીબાઇયે ભંભેરી છે મને. જોહ, લાવ્ મારા દશ્શેર મગ, પછી ભૂંડીને રૂડી કરતી ફર.

**જમના**—(પ્રવેશ કરીને) ભાગીરથી, આપણને આવું ના ઘટે; એ તો ભૂંડીબાઈને ઘટે. તમારા મગ ચારે આપ્યાની ના કેહેછે.

**ભાગીરથી**—તારે આંણી આપે મારા મગ. આજસાંજે મારે ઓરવા છે.

**ગંગાબાઈ**—બાપુ, કાલે આવીને લઈજજો. હું મંગાવી મૂકીશ.

**ભાગીરથી**—હું તો આજે લીધા વના ખસવાની નથી.

**જમના**—હેંડ તારે એમની વતી હું આપુંછું.

**ભૂંડીબાઈ**—રાંડોને નિંદા કરતાં સાંભળીને કયમ સંતાઈ રેહેવાય. જો શાહુકારની દીકરી નીકળી છે. આપતા સોરો વર બઇડોતો રંગા નાંખશે. રાંડ ખોખરા મેમદાવાદની ગાંમડિયણ છે તેમાંજ એની બુદ્ધિ ખોખરી છે તો. (જયકુમારીને) લાવ્ રાંડ મારી વાડકો દાલ લઈગઈ છું તે, ને મૂક્ આમ મારો ભમેડો.

**જયકુમારી**—હવણાંને હવણાં ભમેડો ક્યાંથી આપું? ને દાળ તો રાંધેલી તમે આધરો કરીને લઈ જવાનું કહ્યું હતું.

**ભૂંડીબાઈ**—મેં તો આધરો કર્યો પણ તું ધાધરો બદલીને આવી કયમ! રાંધેલી દાળ મફતમાં આવીતી કે શું?

**ગંગાબાઈ**—બાઇ, કાલે અમે દાળ રાંધીશું ત્યારે તમને પાતેલી ભરીને પોહોંચાડીશું, ને ભમેડો સાંજે પોહોચતો કરીશું.

**ભૂંડીબાઇ**—લાવ્ દાળને ભમેડો હવણાં, દેવાળવાનો વિશ્વાસ શો?

**જયકુમારી**—(થેલીમાંથી રૂપિયો લઇને જાયછે.)

**જાલમજી**—આ તો ખરેખરી ભૂંડી દેખાયછે. રાંધેલુ ધાંન માગતાં શરમાતીએ નથી.

**ભૂંડીબાઈ**—ભમેડાની વાતમાં રડયો વચ્ચે નડયો'તો ને અહિયાંય ડા'પણ કરેછે. ઉઠ મુવા, તને કોણ પૂછેછે.

**જયકુમારી**—(લઈ આવીને) લ્યો બાઇ, તમારી દાળ ને આ બે પૈસા ભમેડાના. (બીજા પૈસા ગંગાબાઈને આપેછે.)

**ભૂંડીબાઈ**—(દાળને માટે ખોળો ધરતાં) બે પૈસા નહિ લેઉ, ચાર લાવ.

**જાલમજી**—એક જઈના ભમેડાના બે આપેછે ને ચાર માગછ. હેંડ રાંડ તને ભમેડો અપાવું, જેકોર બાઈ રેહેવાદો તમે, હું એને અપાવું છું.

**ભાગીરથી**—તારે હવે મારા મગનુંય પતાવી દ્યો.

**જાલમજી**—હેંડ તનેય શેઠના મોદીને તાંથી મગ અપાવું.

**ગંગાબાઈ**—લ્યો ભૂંડી બાઈ ભમેડાના ચાર પૈસા. ને બેહેન ભાગીરથી તમારા દશ શેર મગના સાડા છ આના થયા તે તમે લ્યો.

**ભાગીરથી**—ને મગ આટલા દિવસ રહ્યા તેનું કાંઈ નહિ કે? અમે તો દશ શેર આપીને પંદર શેર લઇયે છિયે.

**જયકુમારી**—મા! આપો એમને પાંચ શેરનું વધારે.

**ગંગાબાઈ**—લ્યો બાઇ સવાત્રણ આના વધારે; આટલા દિવસ થોભ્યાં તેથી તમારો પાડ થયો. ( ભાગીરથી ભૂંડીબાઈને જમનાં જાયછે. )

**ભીખારીદાસ**—( લખી રહ્યા પછી. ) લે, બેહેન ! તારે લખવું હોય તે લખ, અને બીડીને આ ભાઇને આપ.

**જયકુમારી**—( લખી, શિરનામું કરી, બીડીને જાલમજીને આપેછે. ) લ્યો ભાઈ! આ ઉત્તર; આવજો હો!

**જાલમજી**—( જતાં જતાં ) ગરીબ તો છે પણ કેવાં ભલાં છે.

**ગંગાબાઈ**—પરમેશ્વરના લાલ પડયા છે. ઓહો! આજે આપણને કેટલો બધો લાભ થયો! ખરે, કોઈ સારાનું મ્હો જેયલું. ઇશ્વિર એમનું ભલું કરો. ( જયકુમારી ભણી ફરીને ) બેહેન ! આ ચોપડિયો તારા બાપ પાસે વાંચીને જે ના સમજાય તે પૂછી લેજે. હું તને નિત્ય ચાર ઘડી નવરાશ વધારે આપીશ. ( પોતાના ધણીને ) સાંભળ્યું કે? પ્રાણલાલનું લખવું યોગ્ય છે. હવે તમારે એના ઉપર વધારે ધ્યાન આપવું.

**ભીખારીદાસ**—હવે એ કામ મારૂં, કેમ જયકુમારી! તારી ઈચ્છા છે કે નહિ?

**જયકુમારી**—શા વાસ્તે નહિ. મને ભણવા ઉપર બહુ ભાવ છે.

**ગંગાબાઈ**—( પોતાના ધણીને ) જાણ્યું કે ? દાણા તો ઘણા મોંઘા થતા જાયછે, થોડા ભરી રાખ્યા હોય તો કેવું ?

**ભીખારીદાસ**—એ વાત તો ખરી. પણ જ્યારે આપણે વતન છોડી આવવાની તૈયારી કરવા માંડી ત્યારે રાયજી ગાંધી, નામાના રૂપિયા ચૂકવી લેવા ઘેર આવીને લાંઘવા બેઠો, તે વેળાએ દયાળજિયે રૂ. ૨૫૦ ) આપી નીકાલ કરાવ્યો છે, માટે એ રૂપિયા એને મોકલી દેવાનાછે, તે જતાં વધશે, તેમાંથી બધી વ્યવસ્થા કરવાની છે.

**ગંગાબાઈ**—ખરી વાત. ખરી એોપટીમાં એ ખપ આવ્યો અને એણે આપણી વટ રાખી. માહે હુંડી કરાવીને બાડો.

**ભીખારીદાસ**—(જયકુમારીને) ચાલ બેહેન ! મારી સંગાથે (તેણે સરાફની દુકાને જઈને હુંડી લખાવી અને દયાળજીના ઉપર ત્યાંજ પત્ર લખી બીડીને ટપાલમાં મોકલી, તથા જેયતો સરસામાન આણીને ઘરમાં ભરયો. )

---

# अंक २ जो.

## प्रवेश १ लो.

### स्थळ, सुखलालनुं अंतःपुर.

**સુખલાલ અને ચંદ્રભાગા.**

**ચંદ્રભાગા**—સાંભળોછો કે ? તમે તો મારૂં કશું ગણગારતાજ નથી. આપણો પ્રાણલાલ વીસ વરસનો થયો, ને હવે નહિ પરણાવો ત્યારે કયારે ? ગરીબના છોકરા મ્હોટા થઇને પરણે, ને આપણાય ત્યારે પરણે તો તેનામાં ને આપણામાં ફેર શો ? મોતીશાનો છોકરો ચાર વરસનો પરણ્યો હતો. પ્રાણલાલને વેહેલો પરણાવ્યો હોત તો આજે એ ભાયડામાં ખપતો હોત !

**સુખલાલ**—મારી તો ઘણિયે મરજી હતી; પણ વચ્ચે કેટલાંક વર્ષ તો સગાંમાં ગડબડ ચાલી. ત્યાર પછી ભવાનીદાસના ઘરનું માગું આવ્યું ત્યારે મારૂં તો મન થયું પણ પછવાડેથી તારાં પિયરિયાંએ વાંધા કાહાડયા.

**ચંદ્રભાગા**—( ક્રોધ કરીને ) ખરૂંસ્તો, મારા ભાઇને અદાલતમાં ખેંચી ગયો હતો, તેના ઘરની છોકરી મારા ઘરમાં ઘાલું ! તમારે મન તો ઠીકજ તો.

**સુખલાલ**—અમે એટલા માટેજ રેહેવા દીધું. હવણાં આટલી બધી લીલી પીળી શા વાસ્તે થાયછે ?

**ચંદ્રભાગા**—( જરા નરમ પડીને) આપણા દાવની હાલમાં બે કન્યા છે. એક જીવણજીની, ને એક રામદાસની; એમાંથી એકનું ઠરાવી દો.

**સુખલાલ**—આજે આપણા મુન્યમ ઘર આગળ આવે ત્યારે સંભારજે; એમની મારફત તજવીજ કરીશું.

**ચંદ્રભાગા**—બહુ સારૂં, પણ લગનગાળો ઢુકડો ઘણો આવેછે, માટે સતાબી રાખજો. ઓણુને ઓણુ પ્રાણલાલભાઇનો વરઘોડો ચડાવવો છે, અને મારે વિવા' માહાલવો છે.

**સુખલાલ**—વિવા' સુખે માહાલજે. હવે હું દિવાનખાનામાં જાઉંછું, વાળુનો સમય થાય ત્યારે કાહાવજે. ( જાયછે. )

---

# प्रवेश २ जो.

## स्थळ, प्राणलालनी खानगी मेडी.

### પ્રાણલાલ અને જાલમજી.

**જાલમજી**—(પત્રિકા આપીને) ભાઈ! એ ઘરનાં બધાંય માંણસ તમારાં બહુ વખાંણ કરતાં'તાં. એક બારેક વરહની છોડી હતી, તેણે તો આ કાગળ વાંચ્યો. ને લછ્યું. છોડી બો હારી.

**પ્રાણલાલ**—( પત્રિકા ઉકેલતાં ) જોયું જાલમજી! એ બધાં કેવાં સારાં છે! ( વાંચેછે. )

#### કૃપાનિધાન પરોપકારી શેઠ પ્રાણલાલ.

આપે પત્રિકાની સાથે રૂ.૫૦૦)ની થેલી મોકલી તે, મ્હોટા આભારની સાથે માન્ય કરૂંછું, અને ઈશ્વર પાસે માગુંછું કે, તે તમારૂં ભલું કરો. પૈસો તમ સરખા ધાર્મિકની પાસેજ હોજો. કે અમ સરખા ગરીબ થઈ ગયેલા નિરાશ્રિતોની સંભાળ લેવામાં તેનો ઉપયોગ થઈ શકે. ખરી વાત છે કે, તમ સરખા દ્રવ્યવાનને એટલી રકમ કશા હિસાબમાં નહિ; પણ આહા! મને તો તે કેટલી બધી ઉપયોગની થઈ પડશે! તમારા આવા દયાળુ સ્વભાવને લીધે ઈશ્વર તમારી મનકામના પૂર્ણ કરો. તથાસ્તુ.

જયકુમારીને શીખવવાને વાસ્તે તમે જે યોગ્ય સૂચના કરીછે તેને વાસ્તે તમારો ઉપકાર માનુંછું. ખરી વાત છે કે એ છોકરીનાથી મને ઘણી વાતે લાભ થશે. એના સુધારાને વાસ્તે મારાથી બનતો શ્રમ કરવાને હું ચૂકીશ નહિ.

જયકુમારિયે ચોપડિયોની.ભેટના બદલામાં જે તમારો ઉપકાર માન્યો છે તે નીચે વાંચવામાં આવશે.

જમાલપુર. | લ૰ તમારા આભારી.
કાર્તિક શુદ ૨. | ભીખારીદાસ ગોપાળદાસનો આશીર્વાદ.

પ્રાણલાલ શેઠજીને જયકુમારી ભણીથી લખવાનું કે, આપે મારે વાસ્તે બીજી પાંચ ચોપડિયો મોકલી તેથી હું બહુ રાજી થઈ. હું જ્યારે જયારે એ ચોપડિયો જોઈશ અથવા વાંચીશ, ત્યારે ત્યારે આપ સાંભરી આવશો, અને આપનો ઉપકાર મારા મનમાં તાજો રહ્યાં કરશે. મને વધારે ભણવાનું બહુ મન છે, ને આપના કાગળથી મારા પિતાયે મને શીખવવાની હા કહી છે, એને વાસ્તે પણ મારે આપનો ઉપકાર માનવાનો છે.

( જયકુમારીનું લખેલું ફરીથી વાંચીને પોતાના મનમાં. )

એણે જો રસ્તો જાણ્યો તો પોતાના વિચાર લખીને બતાવવાની શક્તિ એનામાં સારી છે. ઓહો ! મારી ચોપડિયો એ જ્યારે જ્યારે વાંચશે અથવા જોશે ત્યારે ત્યારે મને સંભારશે ! કેવી આનંદની વાત ! એની મનહર છબી મારા હૃદયને ભેદે છે, તે હું પણ કેમ વીસરી જઈશ ! મારી ચોપડિયો કબાટ સેવ્યાં કરતી હતી, તે કરતાં એને કેવી ઉપયોગી થઈ પડશે ! બીજાં સ્ત્રીઓનાં પુસ્તક તથા ગુજરાતી ભાષાની ચોપડિયો ઝબારને બાંધવા આપી છે. તે બધી એના ખપની છે, માટે તે હું એને મોકલાવીશ. એના અક્ષરનો મરોડ ઘણો સારો છે, અભ્યાસ પડયેથી હજી ઘણા સારા લખશે. (ઘડિયાળમાં છ વાગતા સાંભળીને) ઓહો ! આજે તો વેહેલી વાળુ કરવાની છે. (જાલમજીના ભણી જોઈને) જાલમજી ! જુવોની ઘરમાં તજવીજ કરો કે, વાળુનો સમય થયો છે કે નહિ ? હવણાં હું મા પાસે જાઉંછું. તજવીજ કરીને પિતાજીને ખબર કરજો કે. ત્યાં પધારે.

---

# प्रवेश ३ जो.

## स्थळ, अंतःपुर.

### ચંદ્રભાગા અને પ્રાણલાલ.

**ચંદ્રભાગા**—(પ્રાણલાલને આવતા જોઈને) આવ ભાઈ ! આજ આખો દાહાડો, એવડો શા કામમાં હતો કે, જણાયોજ નહિ ?

**પ્રાણલાલ**—માજી; હું જરાક બાહાર ગયો હતો.

**ચંદ્રભાગા**—આજે મુન્યમ આવવાના છે કે ?

**પ્રાણલાલ**—કેમ મા, એમનું કાંઈ કામ છે ?

**ચંદ્રભાગા**—હા–પેલા રામદાસ અને જીવણજીના ઘરની કંન્યાઓ વિષે તારા બાપને કંઈ તજવીજ કરાવવી છે. હવે તું બહુ મ્હોટો થયો માટે વેહેલો વેહેલો પરણાવી દઇયે.

**પ્રાણલાલ**—( મનમાં ઘણો કચવાઇને ) વારૂ અત્યારથી તે મારે શું વહી જાયછે, મા! હવણાં એ વાત જવા ઘો.

**ચંદ્રભાગા**—( ગુસ્સે થઈને ) વાહ ! આવું કેહેતાં શરમાતોએ નથી ? આવડો મ્હોટો થયો ને ના શું કહુંછું. અને તને પૂછેછે કોણ જે બોલી ઉઠુંછું. તું તો તારે પરણવાનો ધણી

**પ્રાણલાલ**—( ઠબાઇ જઈને ) મા, તમે એવડાં બધાં ગુસ્સે શું કરવાને થાઓછો ? હું તો સહજ કહુંછું. ( નીચું જોઈને પોતાના મનમાં ) આ તો ભોગ લાગ્યા, કોણજાણે કેવીએ મૂર્ખી આણીને માથે મારશે. મા તો મારૂં માનનાર નહિ, કદાચિતને કહું પણ અજ્ઞાની ગણીને હશી કાહાડે ત્યારે એમાં માલ શો ? પિતાને કદાપિ મોતીલાલ સમજાવે ને એ માને તો.

( સુખલાલ આવેછે અને પ્રાણલાલ ઉઠેછે. )

**સુખલાલ**—કેમ ભાઈ, કયાં જાઓછો ?

**પ્રાણલાલ**—આપ ભોજનશાળામાં પધારો, હું હવણાંજ આવ્યો. ( પોતાની મેડીમાં જઈ મોતીલાલના ઉપર પત્રિકા લખી જાલમજીની સાથે મોકલેછે. )

**ચંદ્રભાગા**—જોયું ? દીકરાને તો પરણવાનું મન નથી.

**સુખલાલ**—કેમ ? તેં એને કહ્યું કે શું ?

**ચંદ્રભાગા**—સેહેજ મેં તો વાત કાહાડી કે ભલા, એ રાજી થાય, પણ ભાઈયે તો પોત પ્રકાશ્યું ?

**સુખલાલ**—વારૂ એણે ના તે શા મેળે કહી હશે !

**ચંદ્રભાગા**—કોણ જાણે ! આ તો ઘણી નવાઈની વાત ! મારા મ્હો ઉપર ના કેહેતાં શરમાયોએ નહિ. ખરે મને તો એનું મન કંઈ ભમી ગયેલું જણાયછે; હવણાંનો હેઠળ ઉતરતોજ નથી; મેડીમાં કોણ જાણે શુંએ કર્યાં કરેછે. જાલમજી કેહેતો હતો કે "એ તો ચોપડિયો વાંચ્ય વાંચ્ય કરેછે ને થાકેછે તારે લખેછે."

**સુખલાલ**—આપણે ક્યાં એને પૂછીને કરવાનું છે. બે ચાર દિવસમાં ઠોકી બેસારૂંછું. તારી મરજી થઇ એટલે આપણે રાખવું નહિ.

**ચંદ્રભાગા**—ઠીક ત્યારે તો, અરે એ તો અમથો મ્હોની ના કેહેતો હશે, પણ મનમાં ગમતું તો.

**સુખલાલ**—હા એમજ. ચાલો હવે આપણે વાળુ કરિયે.

( બધાં વાળુ કરવા જાયછે. )

# प्रवेश ४ थो.

## स्थळ, मोतीलालनुं घर.

### મોતીલાલ અને જાલમજી.

**જાલમજી**—( સલામ કરતાં. ) મોતીભાઈ સાહેબ ! પ્રાણલાલભાઈએ ચીઠી મોકલીછે. ( આપેછે. )

**મોતીલાલ**—( લઇને વાંચેછે ):—

" મારા પરમપ્રિય મિત્ર.

આજે આખા દિવસમાં આપણે એક વાર પણ મળ્યા નથી માટે સાત વાગતાં પધારો તો બહુ સારૂં.

માની સાથે વાત કરતાં, તેમનો વિચાર મને સત્વર પરણાવવાનો જણાયો તે ઘડીથી ચેન પડતું નથી. રામદાસ અને જીવણજીને તમે સારી પેઠે ઓળખોછો. છોકરિયોની નિશાળ નહિ કાહાડવા દેવાને વાસ્તે તમારા સામી તકરાર કરીને, એમનાથી થાય એટલું એ બંને માણસ કરી ચૂક્યા છે. એવા માણસોના ઘરની છોકરિયો ભણેલી અને પાંશરી હોય એવું સંભવતું નથી, તો અજ્ઞાનીની સાથે પરણીને આખો જન્મારો વ્યર્થ કરવો તેના કરતાં કુંવારા રેહેવું એ મને વધારે પસંદ છે. અરે ! જેની સાથે આપણું મન મળ્યું નથી, જેનામાં કોઇ પણ પ્રકારનું જ્ઞાન નથી એવું માત્ર એક હાલતુ ચાલતું પૂતળું લાવીને વળગાડે તેની સાથે હસીને વાત કરવાનું મન કેમ થાય !

પૈસા આદિનું બીજું અનેક પ્રકારનું સુખ હોય, પણ જેને યોગ્ય સ્ત્રી મળે નહિ, તેને મન બધું ધૂળ છે. અરે તેના કેવા ભવાડા થાય ?

મારા પિતાના કેવા વિચાર છે તે પૂર્ણ રીતે આપના જાણવામાં છે. આપણા લોકોના ચાલ પ્રમાણે મારાથી એ વિષે એમને કાંઇ પણ કેહેવાય નહિ. માને સહજ કહ્યું એટલામાં કોપાયમાન થઈ ગયાં. માટે આજે સાત વાગતાં પિતાજીને આપે મળવું, અને હાલમાં વિવાહની વાત માંડી વાળે, એને વાસ્તે આપનાથી થાય એટલી યુક્તિ કરવી.

ઘણા દિવસથી મુંબઈ જવાનો મારો વિચાર છે, પણ એક પછી એક નડતી અડચણોને લીધે હજી લગી જવાને બન્યું નથી. પિતાજીને ગમે તેટલાં લાંબાં ભાષણ કરીને સમજાવશો પણ હઠ છોડશે નહિ, માટે હાલ તો માત્ર એટલુજ ઠરાવવું કે, મને મુંબઈ જવાની આજ્ઞા આપે.

" પિતાજીની પાસેથી રજા લીધા પછી મારી મેડીમાં પધારશો."

રાયપુર શુક્રવાર<br>
સાંજના છ વાગતાં, } લ૦ સેવક.<br>
પ્રાણલાલ સુખલાલ.

**જાલમજી**—જવાબ આપવાનો છે કે ?

**મોતીલાલ**—ના ભાઈ, હુંજ ત્યાં આવુંછું.

( મોતીલાલ, જાલમજીની સાથે જાયછે. )

## प्रवेश ५ मो.

### स्थळ, सुखलालनुं दिवानखानुं.

સુખલાલ અને મોતીલાલ.

**સુખલાલ**—( વાળું કરીને દિવાનખાનામાં આવ્યા કે તુરત મોતીલાલને આવતો જોઈને ) આવો મોતીભાઈ ! શી ખબર છે ?

**મોતીલાલ**—સારી શેઠજી; પ્રાણલાલ એમની મેડીમાં છે કે?

**સુખલાલ**—હા. હવણાંજ વાળું કરીને ગયો. તમે ભાઈબંધ થઈને કેમ સમજાવતા નથી ? ભાઈની તો પરણવાની મરજી નથી.

**મોતીલાલ**—બે વર્ષ વેહેલા કે માંડા, પરણવુંજ પડશે તો.

**સુખલાલ**—( મોતીલાલના શબ્દ ફરીથી બોલેછે.) **બે વર્ષ માંડા કે વેહેલા,** એમ કેમ? તમે પણ એના જેવાજ દેખાઓછો.

**મોતીલાલ**—હાલમાં ના કેહેશે તો પછી પરણ્યા વિના ચાલે એવું છે ? પણ એમના મનમાં એવું કે, મુંબઈ જઈ આવ્યા પછીથી થાય તો ઠીક. જો મરજી હોય તો વર્ષ છ મહિના ફરી આવવા દો. દાહાડા જતાં વાર નહિ લાગે. કાલે સવારે આવીને ઉભા રેહેશે. અને તમે એટલી એમની મરજી રાખશો તેથી એ ખુશી થશે.

**સુખલાલ**—હું કે દાહાડે ના કહુંછું. મારે મ્હોડે તો એણે વાતેય કાહાડી નથી. એની માનો આગ્રહ છે, તેથી પરણીને જાય તો ઠીક. એ જો માનતી હોય તો મારે તો એટલું બધું કાંઇયે નથી.

**મોતીલાલ**—તમારી મરજી હોય તો એમને બોલાવો, મારૂં જો માને તો કહું.

**સુખલાલ**—હા ત્યારે ( ચાકરને હાક મારીને ) જાની ઘરમાં જઈને કેહે કે બોલાવેછે, દિવાનખાનામાં પરભારખું કોઈ નથી.

**ચંદ્રભાગા**—( પ્રવેશ કરીને મોતીલાલને જોઈને ) કેમ મોતીભાઈ! તમે અહિં ક્યાંથી ભૂલા પડ્યા ?

**મોતીલાલ**—ઘેરથીજ આવ્યો.

**સુખલાલ**—( ચંદ્રભાગાને ) મોતીભાઈ કેહેછે કે, પ્રાણલાલને મુંબઈ જવાની મરજી છે તે જઈ આવ્યા પછી પરણવાની વાત કરો તો ઠીક.

**ચંદ્રભાગા**—એ વળી એવી વાત ક્યાંથી લાવ્યા ! પયણીને જવાને કોણ ના કેહેછે ?

**મોતીલાલ**—તમે જાણોછો કે, ભાઇનું શરીર હાલમાં સારૂં રેહેતું નથી. હું પોહોર ઝપટાયો ત્યારે વૈદ્યે હવા બદલવા જવાનું કહ્યું તે પ્રમાણે ગયો એટલે કેવા સારો થઈને પાછો આવ્યો! આવ્યા પછી પરણાવજોની, તમે રાજી થઈને રજા આપો તો ઘણું સારૂં દેખાય.

**ચંદ્રભાગા**—ક્યારે પાછો આવે ?

**મોતીલાલ**—વર્ષ છ મહિના પછી.

**ચંદ્રભાગા**—(ચમકીને) ઓ મારા બાપ ! એટલા બધા દાહાડા કેમ મોકલાય ! મહિના પંદર દાહાડામાં જઈ આવતો હોય તો સુખે જાય.

**મોતીલાલ**—રસ્તે એટલા દિવસ તો થાય, એક વાર જવા તો દો, ઠીક લાગશે તો વ્હેલા આવતા રેહેશે.

**સુખલાલ**—એની એવી મરજી છે તો, એનું મન ખાટું કરવાની કાંઈ અગત્ય નથી, કન્યાઓ તો હજુ ન્હાનિયો છે. તેમના જોગ એના વિના બીજો કોઈ વર નથી.

**ચંદ્રભાગા**—(જરાક ગુસ્સે થઈને) મને ખબરજ હતી જે તમે કાંઈ કરનાર નથી, તમારૂં એવું મન છે ત્યારે મારે શું ?

**મોતીલાલ**—તમારે તો રેહેમ રાખવી જોઈયે, એ કાંઇ તમારા સામા થઈને જાયછે ? તમે ના કેહેશો તો નહી જાય. તમારી પાસે એટલું એ માગી લેછે. તે તમે નહિ આપો ત્યારે કોણ આપશે ? શેઠની તો હા છે. ભૂડાં તો માત્ર તમેજ થશો.

**ચંદ્રભાગા**—ત્યારે મારીએ હા છે. કોહો જે જ્યારે જવું હોય ત્યારે સુખે જાય. હું શું કરવાને ભૂંડી થાઉં જે ? આજ કાલના છોકરા ગાંઠે નહિ ત્યારે શું કહિયે.

**મોતીલાલ**—ના, ના, તમે ખુશીથી હા કોહો ત્યારે.

**ચંદ્રભાગા**—ખરે ખુશીથી કહુંછું.

**મોતીલાલ**—ઠીક ત્યારે હું પ્રાણલાલને કહુંછું.

(ચંદ્રભાગા તથા મોતીલાલ જાયછે.)

---

## प्रवेश ६ ठो.

### स्थळ प्राणलालनी मेडी.

### પ્રાણલાલ અને મોતીલાલ.

**પ્રાણલાલ**—(મોતીલાલને સીડી ઉપર ચડતા જોઈને) આવો મારા પ્રિય મોતીલાલ ! પિતાને મળ્યા કે ?

**મોતીલાલ**—હા ભાઈ, કામ સિદ્ધ થયું. તમારી નજરમાં આવે ત્યારે મુંબઈ જવા નીકળો.

**પ્રાણલાલ**—ચાલો ઠીક થયું; પણ શી યુક્તિ કરી ?

**મોતીલાલ**—બહુ માથાકૂટ કરવી પડી નથી. મા તો જરાક મરોડથી બોલતાં હતાં, પણ જેમ તેમ કરીને ઠરાવ્યું.

**પ્રાણલાલ**—મા પણ હતાં કે શું ?

**મોતીલાલ**—હાસ્તો, એકની હા થી શું વળે ? પણ કોહો હવે ક્યારે જવાનો વિચાર રાખોછો ?

**પ્રાણલાલ**—મને લાગેછે કે, પરમદાહાડે નીકળું તો ઠીક. કેમ, તમે આવો તો કેવું સારૂં ! આનંદમાં દિવસ કાહાડીશું. હું એકલો જઈશ પણ તમારા વિના ઠીક નહિ પડે.

**મોતીલાલ**—મારી પણ ઘણી મરજી છે. હું પોહોર જઈ આવ્યો ના હોત તો નક્કી આવત. હાલમાં "સ્ત્રીબોધપ્રસારક સભા" જામી છે તે ધૂળ મળી જાય એ ચિંતા મને મ્હોટી છે.

**પ્રાણલાલ**—એ વાત પણ ખરી, આપણે જો જરાક ઢીલું મૂકીએ તો બધુંએ સુવે. (જરાક રહીને) ભાઈ ! મને તો કાંઈ સૂઝતું નથી. પાછો આવીશ એટલે વળી એની એ વાત ઉપડશે.

**મોતીલાલ**—એનું તો થઈ પડશે, ચિન્તા શું કરવાને કરોછો, એકવાર જઈ આવો તો ખરા, રસ્તામાં વડોદરા, સુરત વગેરે જગ્યાએ શોધમાં રેહેજો, જો કોઇ હીરો હાથ લાગે એવું હોય તો; હું પણ પેરવીમાંજ રહીશ. એ બધા કૂટી મરશે તોપણ તમારા જોગ કોઈ મળશે નહિ ત્યાં સુધી આપણે કરવુંજ નથી. પાટલે ક્યાં બીજાને બેસવું છે.

**પ્રાણલાલ**—મારા કરતાં તમને એ વિષે વધારે ચિન્તા છે, એટલે મારે નિરાંત છે. ઇશ્વિરેચ્છા, એક વાર જઇ આવું તો ખરો. તમારે ઘણી સંભાળ રાખવાની માત્ર એજ છે કે, મારી ગેરહાજરીમાં વિવાહ કરી બેસે નહી. જો લાગ્યું થયું તો પછીથી મ્હોટી પંચાત પડશે.

**મોતીલાલ**—અહિની તો તમારે કશી ચિન્તા રાખવીજ નહિ. (ઘડિયાળમાં જોઈને) બીજું કાંઈ કેહેવાનું છે ?

**પ્રાણલાલ**—ના ભાઈ બહુ વાર થઈ હોય તો પધારો હવે, પણ કેહેતા જાઓ ક્યારે મળશો ?

**મોતીલાલ**—તમે જ્યારે કોહો ત્યારે. ગમે ત્યારે પણ દાહાડામાં એકવાર મળવાનો તો આપણો નિયમ છેજ.

**પ્રાણલાલ**—વારૂ ત્યારે, ઠીક છે. (જાયછે.)

## प्रवेश ७ मो.

### स्थळ, अंतःपुर.

**ચંદ્રભાગા, પ્રાણલાલ.**

**પ્રાણલાલ**—( આઠ વાગતાં પરવારીને માની પાસે જઈને ) મા ! કેમ મને આજ્ઞા છે ? કાલે મુંબઇ જાઉં ?

**ચંદ્રભાગા**—હા ભાઈ સુખેથી જા, પણ વેહેલો આવજે. તારા બાપે રજા આપી કે નહિ ?

**પ્રાણલાલ**—ના મા, ઉઠયા પછી હું એમને મળ્યો નથી.

**ચંદ્રભાગા**—( સુખલાલને આવતા જોઈ ) પેલા તારા બાપ આવે, પૂછવું હોય તો.

**પ્રાણલાલ**—હા પૂછુંછુ.

**સુખલાલ**—( પ્રવેશ કરીને ) કેમ, મા દીકરો શી સંતલશ કરોછો ?

**ચંદ્રભાગા**—એવી જો સંતલશ થતી હોત તો, પરણવા ઉપર દીકરો મુંબઈ જવાનું ઉભું કરે ? એ તો જાઉં જાઉં કરી રહ્યોછે.

**પ્રાણલાલ**—માજી તમે એમ કેમ બોલોછો ? તમારી રજા વિના કશુંય કોઈ દિવસ કર્યું હોય તો કેહેતાંય ભલાં ( પોતાના બાપ ભણી જોઇને ) આ તો હું એમને પૂછતો હતો કે કાલે મુંબઈ જાઉં ? કેમ પિતાજી ! તમારી શી આજ્ઞા છે ?

**સુખલાલ**—અમારી તો સદર પરવાનગી છે.

**પ્રાણલાલ**—ઠીક ત્યારે. હું તૈયારી કરૂંછું સવારમાં વેહેલો ઉઠીને જઈશ.

( પ્રાણલાલ જાયછે. )

---

## प्रवेश ८ मो.

### स्थळ, प्राणलालनी मेडी.

**પ્રાણલાલ અને જાલમજી.**

**પ્રાણલાલ**—( જાલમજીને બોલાવીને ) જાલમજી ! આપણે કાલે તોપ પડતાં મુંબઈ જવા નીકળવું છે, માટે તૈયાર રેહેજો. ભટલાને વરધી આપજે-કે ગાડી સંભાળે અને એ પણ તૈયાર થઇ રેહે. મને લાગેછે કે રસોઈ કરવાને કૃપાશંકરને લેઇશું તો ઠીક પડશે. કેમ વારૂ ?

**જાલમજી**—હાજી એ ભેલાડે એવો નથી. ને હારૂ રાંધેછે.

**પ્રાણલાલ**—વારૂ ત્યારે એને પણ કહી રાખવું. અને નાથાને બીજું કામકાજ કરવા લેવો. પણ હવણાં તમે જાઓ ઝબારને ઘેર, ત્યાંથી બાકીના બોધમાળાની ચોપડિયો લઈ, નરસિંહરામ કરીને બજારમાં ચોપડિયો વેચનાર બેસેછે તેની દુકાને આપી આવો. અને બીજી દશ છે તે, તમે ગયા હતા એ ભીખારીદાસને પોહોંચાડો. એમને કેહેજો કે હવણાં તો પ્રાણલાલ મુંબઈ જાયછે, આવશે ત્યારે મળશે.

**જાલમજી**—ઠીક શેઠજી (જતાં નિસરણીમાં મોતીલાલને આવતો જોઈને) ભાઈ! મોતીભાઇ આવેછે.

**પ્રાણલાલ**—( મોતીલાલ ઉપર આવ્યો એટલે ) આવો મોતીલાલ ( બંને એક કોચ ઉપર બેસેછે. )

**મોતીલાલ**—કેમ, તમે તો તૈયારી કરવા માંડી દેખાયછેને શું!

**પ્રાણલાલ**—હાજી, તમે કાહાડી મૂકોછો ત્યારે શું કરિયે?

**મોતીલાલ**—ના ભાઈ, હું નથી કાહાડી મૂકતો, જીવણજી અને રામદાસની છોકરિયો કાહાડી મૂકેછે.

**પ્રાણલાલ**—જવાદોને એ વાત; હવણાંતો ઈશ્વરે એ બંધનમાંથી છોડાવ્યો છે.

**મોતીલાલ**—પણ વેહેલા આવજો. તમે તો નવી નવી જગ્યાઓ જોશો, તેથી ગંમત થશે. પણ હું એકલો પડીશ તેથી મારા દિવસ ક્યમે કર્યા જશે નહિ.

**પ્રાણલાલ**—નિરૂપાયે તમારાથી જૂદાં પડવું પડેછે. કહિંક ઠેકાણું પડશે તો તરત પાછો આવીશ.

**મોતીલાલ**—હવે મળ્યા તે મળ્યા, ફરીથી તો તમે પાછા આવશો ત્યારે મળીશું. હવે તમે તૈયારી કરો હું રજા લઇશ. ( જાયછે. )

**પ્રાણલાલ**—( સ્વગત ) ભીખારીદાસને ઘેર હું ગયો હોત તો જયકુમારીને મળત. આહા! કેવી ભલી છોકરી છે, જોઈયે વારૂ જાલમજી શા સમાચાર લાવેછે! (વિચારમાંને વિચારમાં આરામ ખુરશી ઉપર બેસીને મનમાં ઘડભાંગ કરેછે, એટલામાં જાલમજી આવી પોહોંચેછે. )

**જાલમજી**—બન્ને જગ્યાએ ચોપડિયો આપી આવ્યો. ભીખારીદાસના ઘરનાં બધાંએ તમારી ખબર પૂછીછે. પેલી જેકોર તો મળવા આવવાને ત્યાર થઈતી પણ મનમાં શુંએ આવ્યું જે પાછાં લુગડાં બદલી દીધાં ને મને ખડકી આગળ આવીને કહ્યું કે "મારી વતી તમારા શેઠને ઘણું

ઘણું કરીને બોલાવજો. અને કેહેજો કે વેહેલા આવે. એ પાછા આવશે કે તરત મને ખબર પડશે નહિ માટે તમે કેહેવા આવો તો ઠીક. મારા ઉપર એમનો બહુ પાડ થયો છે. જુવોને! ફરીથી વળી દહ ચોપડિયો મોકલી. હું ભણું એમાં એમની બહુ ખુશી છે; તો નક્કી બહુ મેહેનત લઈને પણ હું ભણેશ."

**માણલાલ**—(સાંભળીને પોતાનાં મનમાં) ખરે એનો પ્રેમ મારા ઉપર સારો છે. હવે રાત્રી પડવા આવી તેથી લાચાર છું. મળવા આવવાને તૈયાર થયેલી ને વિચાર ફેરવ્યો એ ઉપરથીજ એની સમજણ જણાઈ આવેછે. એના મનમાં એમ આવ્યું હશે કે, બીજા કોણ જાણે શુંએ મનમાં ધારે. ઈશ્વરે જેમ ધાર્યું હશે તેમ થશે. સવારમાં વેહેલાં ઉઠવુંછે માટે હવે પરવારીને સૂઈ જવું જોઇયે. જાલમજી! તમે સવારના થાક્યા હશો જાઓ સૂઈ રોહો હું પણ થોડીવાર પછી સૂઈ જઈશ. (જાલમજી જાયછે.)

(મળસકામાં ઉઠીને માણલાલ મુંબઇ ભણી સિધાવેછે.)

---

# अंक २ जो.

## प्रवेश १ लो.

### स्थल भीखारीदासनुं घर.

ભીખારીદાસ, ગંગાબાઈ, જયકુમારી ને છોકરાં.

**સર્વે સાથે**—( ગાયછે. ) 'શરણ પડયોછું રે શ્રી હરી.' એ રાગ.
પ્રભુજી! પાળો રે પ્રેમથી, એમ અમે કરગરિયે નાથ,
રક્ષા કરજોરે રે'મથી, આપવિના સૌ અમે અનાથ. પ્ર०

**ભીખારી०**— સારી સા'ય હશે જો આપની,
**ગંગા०**— તો ભવસાગર પાર જવાય,
નહિ તો ડુબીશું સૌ દેખતાં,
અવર ન આપી શકશે સા'ય.
**સર્વે સાથે**— પ્રભુજી પાળો રે પ્રેમથી. १
**છોકરા**— રખડી રઝળી દા'ડા કાઢીશું,
ભૂખે મરીશું ઓ ભગવાન!

**ભીખા૦—** ભાવ ન કો જન આવી પૂછશે,
**ગંગા૦—** લીધાવણુ સંભાળ નિદાન.
**સર્વે સાથે—** પ્રભુજી પાળો રે પ્રેમથી. ૨
**જયકુમારી—** અમને નીતિનું બળ આપજો,
દેજો સદ્મતિ દયાનિધાન!
**ગંગા૦—** કાપી કષ્ટ અમારાં નાંખજો,
**જયકુમારી૦—** દેજો વિદ્યાકેરૂં દાન.
**સર્વે સાથે—** પ્રભુજી પાળો રે પ્રેમથી. ૩
**છોકરાં—** અમને ભૂખ્યાં નહિ સુવારજો.
**ગંગા૦—** દેજો વસ્ત્ર પેરવા કાજ. વાવરવાની વસ્તુ આપજો;
**ભીખારી૦—** જેથી જળવાઈ રે' અમલાજ.
**સર્વે સાથે—** પ્રભુજી પાળો રે પ્રેમથી. ૪
**છોકરાં—** અમને પાટી પોથી આપજો,
**જયકુમારી—** ભણુવા ઉપર દેજો ભાવ.
**છોકરાં—** રમવા રૂડાં રમકડાં આપજો,
**ગંગા૦—** થાવા દેજો ઠીક નિભાવ.
**સર્વે સાથે—** પ્રભુજી પાળો રે પ્રેમથી. ૫

**જયકુમારી**—ભાઈઓ, હવે ચાલો હું તમને હાજરી કરાવું. ( લઇ જાયછે. )

**ભીખારી૦**—સાંભળ્યું પ્રિયા ! જયકુમારી જેવી ઘરખટલો ચલાવવામાં પૂરી કાળજી રાખેછે તેવીજ ભણુવાની પણુ રાખેછે. પરવારી કે પોથી લઈને બેસેછે. ભણુતી જાયછે ને એના ભાઈયોને પણુ ભણુાવેછે.

**ગંગા૦**—એ છોકરીથીજ મને પૂરી નિરાંત છે. બાકી મારૂં શરીર હવે અર્ધું થઇ ગયુંછે. તેથી હું કામકાજ તો ક્યાંથી કરી શકું, પણુ એ ગરીબ છોકરીને ઉલટી વેઠ થઈ પડીછું. આગળના જેટલો અભ્યાસ કરવાની એને હવણાં વેળા ક્યાં મળેછે ?

**ભીખારી૦**—જેટલું શીખવું જોઇયે એટલું એ શીખી ચૂકીછે. વ્યવહારોપયોગી સર્વે જ્ઞાન એણે મેળવ્યુંછે. પ્રાણુલાલે આપેલાં બધાં પુસ્તક તો એણે જીવ્હાગ્રે કરી મૂક્યાંછે.

**ગંગા૦**—પોતાના ઉપર ઉપકાર કરનારને રીઝવવાના હેતુથી.

**ભીખારી૦**—અને વળી વધારે પુસ્તક એ વાંચવા આપે એવી ઉલટને લીધે. એ સદ્‌ગૃહસ્થનું કલ્યાણુ થજો.

**ગંગા૦**—કે એના આશ્રયથી નિવૃત્તિ વળતાં બધી વાતે લાભ થયો.

**ભીખારી૦**—અને તેથીજ આધિ વિસરતાં મારા વ્યાધિમાં ઘટારો થયોછે. પણ પ્રિયા, તારા ભણીની ચિન્તા મને હવે ઘણી થવા લાગીછે. તારૂં શરીર ઘણું ઘસાતું જાયછે.

**ગંગા૦**—મારા પ્રિય, એવી ચિન્તા કરશો નહી, મને હવે ફેર પડવા માંડયોછે. ઉથળો ખાધેલો પાછો વળવા માંડયોછે. મારે જરાક સુઠ જોઇયે છિયે.

**ભીખારી૦**—ગાંળમાં ગોળી વાળીને લાવુંછું ( જાયછે. )

**ગંગા૦**—( સ્વગત ) ગમે એટલું કઠિણુ કાળજું રાખવા જાઉંછું પણ હવે રેહેતું નથી. જાણુ નહિ પડવા દેવા સુંઠનો સબબ કાહાડયો પણ અરે ! ઓ ! મને ઘણું દરદ થાયછે.

અરે ભગવાન ! મારૂં શરીર ઘણું લથડી ગયું, મને જે થોડું થોડું દુઃખ થતું હતું તે તો ગણગાર્યું નહિ; પણ હવે તો મારા હાથમાં ઉપાય રહ્યો નથી. અરે! મેહેનત કરવાથી આ આંટી પેટમાં ભરાઈ ગઈ છે, તે તો હવે બહુ દુઃખ દે છે. મારાથી કામ થતું નથી તોપણ કરૂંછું. પણ આ તો બહુ વધ્યું. હવે છાનું રાખવામાં માલ નથી. જો બને તો કાંઈ ઉપાય કરૂં. ( ઓચિંતું શૂળ ભરાઈ આવેછે ) અરે ઓ ! ( બેભાન થઈ એકદમ પડેછે. )

**જયકુમારી**—(ખખકારો સાંભળીને દોડી આવેછે ને ખબરાઈ જઈને) અરે માડી, આ શું ! તમને શું થયું ? ( તેની આંખો દાબેછે ) અરે ! ભગવાન ! ઓચિંતું આ શું ?

**ગંગાબાઈ**—( થોડીક વારે કળ વળ્યા પછી, દુઃખ દબાવીને ) બેહેન ! ઘભરાઈશ નહિ. મારા પેટમાં ઓચિંતું કાંઈ થઈ આવ્યું છે. પથારી કરની, મારે જરાક સુઈ જવું છે.

**જયકુમારી**—( ઝટ ઝટ પથારી કરીને ) હીંડો મા ! પથારી કરી.

**ગંગાબાઈ**—( જયકુમારીના આધારથી પથારી ઉપર જઈને બેઠા પછી ) બેહેન ! મને ચૂંક અને મળચ આવેછે, જરાક અજમો ને મીઠું લાવ ફાકું.

**જયકુમારી**—( દોડી દોડી લઈ આવીને ) લ્યો, મા, પાણીને ઘુંટડે ઉતારો ( પ્યાલો ધરેછે. )

**ગંગાબાઈ**—( ફાકયા પછી ) બેહેન ! બેશ, મારે ઉશીકે.

**જયકુમારી**—( ઉતરી ગયેલે મ્હોએ બેસતાં બેસતાં ) મા, થોડોએ ફેર પડયો?

**ગંગાબાઈ**—બેટા ! તું ચિંતા કરીશ નહિ, એ મટી જશે.

**જયકુમારી**—રોગ થતાંવાંતજ ઉપાય કરવો એ ઘણું સારૂં છે. જો કોહો તો કોઈ વૈદ્યને બોલાવી લાવું.

ગંગાબાઈ—એ લોકોનું આપણાથી પૂરૂં પડે નહિ. જેમ ઈશ્વરે ધાર્યું હશે તેમ થશે.

જયકુમારી—શરીરની પછવાડે બધુંએ છે. ખર્ચ થાય ત્યારે કેમ ક-રિયે; ઈશ્વર સૌ આપી રેહેશે.

ગંગાબાઈ—એક બે દિવસ વાટ જોઇશું; એટલામાં મટ્યું તો ઠીક છે, નહિકર પછીથી કોઈને બોલાવીશું.

જયકુમારી—ઠીક ત્યારે, જેવી મરજી. મને લાગેછે કે મારા પિતાજી જાણતા નહિ હોય.

ગંગાબાઈ—ના; એમને જણાવવાની કાંઈ જરૂર નથી. અમસ્તા વળી એ ચિન્તા કરી બેસે.

જયકુમારી—વારૂ ત્યારે નહિ કહું. પણ પેલા પિતાજી આવે.

ગંગાબાઈ—છો આવતા, પણ તું કાંઈ ગડબડ કરીશ નહિ.

ભીખારીદાસ—( પ્રવેશ કરતાં. ગંગાબાઈને ઘણી અશક્ત જોઇને ) કેમ, હવણાં તને ધાણું છે કે શું ? લે આ ગાળની ગોળી.

ગંગાબાઈ—( લેતાં ) ના. ના. એ તો એમ જણાયછે.

ભીખારીદાસ—જણાયછે શું ? મ્હોડું પીળું ધર્મક જેવું થઇ ગયું છે ને ? હવે તો કાંઈ વૈદ્યને બોલાવવો પડશે.

ગંગાબાઈ—નારે, એવડું બધું કાંઈ નથી. અગત્ય પડશે તો વળી બોલાવીશું.

ભીખારીદાસ—( જયકુમારીને વેગળી લઈ જઇને ) બેહેન, જા તું ઔષધ-શાળામાં, આમ નાંખી મૂકાય નહિ. ( જયકુમારી જાયછે. )

---

## प्रवेश २ जो.

### स्थळ, औपधशाळा.

રોગિયો અને ઔષધ આપનાર.

૧ લો રોગી—સાહેબ, મને ઘણી પીડા થાયછે. ડાકટર ક્યારે પધારશે.

ઔષધઆપનાર—તમે ધાંધલ કરશો તેથી કાંઈ થવાના નથી.

( જયકુમારી પ્રવેશ કરેછે. )

૨ જો રોગી—અરે, ઓ ! પેટમાં ગુંછળાં વળેછે. (સ્વગત) મરેરે ડાક-ટર આવતો.

૩ જો રોગી—એને ચુંક આવતી હોય તો સારૂં જે બીજાનું દુઃખ જાણે.

**જયકુમારી**—શું ડાકટર સાહેબ નથી ?

**એક સ્ત્રી**—હું આવી ને એ ગયા. મારી આ છોકરી ત્યારની રડ રડ કરેછે. મેં ઘણુંએ કહ્યું પણ મને કાગળિયું લખી આપ્યું નહિ (રડતી છોકરીને) છાની બા છાની.

**ઔષધ૦**—તારે તમારે પણ ફી આપવા'તા.

૪ થો રોગી—ગરીબ માણસ ફી ક્યાંથી લાવે ?

**બીજી સ્ત્રી**—ફી તો શું પણ ઓસડના પૈસા આપવા ભારે ના પડે તો જઈયે નહિ પેલા છોટાલાલ ડાકટર પાસે; પણ શું કરિયે ? જાણ્યુંકની બાઈ ! ટકાની તોલડી તેર વાનાં માગે. હવણાં સાસુનાથી જૂવારૂં કર્યું છે ને એ તો આખા આઠ આણે છે.

૨ જો રોગી—એમનું દવાખાનું ઘરનું છે પણ ગરીબ હોયછે તેને તો મફત ઓસડ આપેછે ને વળી મફત જોવા પણ જાયછે.

૩ જો રોગી—આ ઔષધશાળાનું કામ છોડીને એ તો બાહારગામ ગયા'તાને. પાછા આવ્યાછે કે શું ?

૨ જો રોગી—હા, પણ એમણે ચાકરી છોડી દીધી ત્યારથીજ આ ચટણીખાઉ પધાર્યાછે.

**એક સ્ત્રી**—એ અહિ હતા ત્યારે ઓસડના પૈસા માગતા નહિ, ને આ ભાઈ તો ઓસડના પણ પૈસા માગેછે.

૧ લો રોગી—ને તે નથી આપતા તેના ભાગનીજ આ પજવણી છે.

**ઔષધ૦**—કેહેવા દે ડાકટરસાહેબને એવુ બોલછ ! સરકાર સારી દવા મોકલતા નથી તે ડાકટર મુંબઈથી મંગાવી આપે તેના પૈસા લેસતો.

૩ જો રોગી—પેલી ધોળા ઓસડની શીશીમાંથી પરમ દાહાડે તમે એક જણને જોખી આપીને બે રૂપિયા લીધા નોહોતા ?

૪ થો રોગી—અરે એ તો કવીનાઈન, ને વળી એ ઔષધશાળાનીજ દવા છે તો.

**ઔષધ૦**—ધાંધલ મૂકો, ડાકટર સાહેબ આવેચ.

**ડાકટર**—(પ્રવેશ કરીને પ્રિસ્ક્રિપ્શન આપતાં) યા પ્રમાણે દવા તૈયાર કરૂન સીપાઈ બરાબર રામદાસ શેઠચે ધરી ધાડા. ( જવા માંડેછે. )

**જયકુમારી**—સાહેબ, મારી મા—

**ડાકટર**—શું મરવા સુતીચ, બેસ, બેસ હું આતુંચ. તું નવી જણાએચ. અગિયારમે નંબર આવાચને ધાંધળ શું કરેચ. (પાસેના ખંડમાં જાયછે અને પોતાના સોબતિયો સાથે સોકટાં રમવા બેસેછે.)

**જયકુમારી**—મારી મા પણે પિડાયછે ને આ તો સોકટાં રમવા બેઠા !

**ઔષધ૦**—તારે વેહેલાં આવવુંતુકની, એક ધાણુ પતાવ્યો ત્યારે. આ તમારો તો બીજો ધાણુ છે.

**૧ લો રોગી**—અમારો ધાણુજ વાળવા બેઠા છો તો ?

**એક સ્ત્રી**—ને ખાંડવાનો એક ધાણુ હું અધૂરો મૂકીને આવી છું ને છોકરાં બધે ડાંગર ડાંગર કરશે.

**જયકુમારી**—ચાલો બાઈ, આપણે ડાકટર પાસે જઇયે. ( જાયછે. )

**ડાકટર**—એક પોબાર. જો જો પોબાર પડયા. માર, માર. પેલું જુગ માર.

**એક સ્ત્રી**—જોયું. ડાકટરને અહિ તો મારવાનો ધંધો ચાલે છે.

**જયકુમારી**—સાહેબ મારી મા—

**ડાકટર**—ફોધા નહિ કે મરવા દે. ચાલ જા બેશ ત્યાં, આવિયેચ. તારી ભાંજગડમાં મારી સોકટી મરી ગઈ. અરેરે ! જા, જા, બેસ.

**જયકુમારી**—ખંમા કરે મારી માને. તમારી નિરજીવ સોકટી મરવાથી તમને આટલું બધું લાગેછે તો મારી મા—

**ડાકટર**—મરે તેમાં મને સનાન સૂતક શું લાગવાનો છે.

**૧ લો રોગી**—( પ્રવેશ કરીને ) અરે બેન, ડાકટરનાં કાળજાં કઠણ હોય.

**૨ જો રોગી**—( આવીને ) શત મારી હશે કે સહસ્ત્ર મારી.

**ડાકટર**—મારા તોંડ આગળ હજારો મરૂન ગયાં તેમાં અમાલા કાય ! ( દુરસે પઈને ) આત્મારામ કશાલા સદ્ગળાલા યેઉન દેતો.

**બધારોગી**—શું તમે રમશો ને અમે બેશી રહીશું.

**રમનારા**—જાઓ ડાકટરનું અપમાન ના કરો.

**૩ જો રોગી**—ચુપ ડાકટરના ઉપર પેટ ભરનારા.

**ડાકટર**—ધાંધલ કરેચ. ચાલ્યો જા. ( બધાંને ધકેલેછે. )

**જયકુમારી**—મને સાહેબ કાહાડી ના મૂકો મારીમાને સૂતી—

**ડાકટર**—તું પણ તેની સાથે લાંબી થઈને સૂ.

**એક માણસ**—(પ્રવેશ કરીને હલવે રહીને ડાકટરને) મારા ઉપર ખુનનો—

**ડાકટર**—રામદાસ શેઠને ત્યાં જઈને નક્કી કર. જા આમની સાથે.

**૧ લો રોગી**—જોયાં ડાકટરનાં લક્ષણ !

**ડાકટર**—ચાલ નીકલ અહિયાંથી. ભીખારીની રીતે દવા લેવા આવતાં શરમ નથી લાગતી.

**૧ લો રોગી**—સરકારી દવાખાનું છે, સરકાર તમને પગાર આપેછે, ને

અમારીપાસે માણુસ મારફત પૈસા માગોછો તે મળતા નથી ત્યારે આમ પજવો છો. (જયકુમારીને) જોયું ! લાંચની કેવી ગોઠવણ થાયછે.

**ડાકટર**—ભૈયા લગાઓ એ સસુરકુ ધબ્બા.

**૨ જો રોગી**—શું બધાંની પાસે હરામના પૈસા માગશો ને નહિ આપે ત્યારે આમ આબરૂ લેશો ?

**ડાકટર**—વળી તું બોલ્યોકે ( તેને ધબ્બા મારેછે.)

**બધારોગી**—મારો હરામખોરને ( ડાકટરની ને તેના ભૈયાની પૂજા કરેછે. )

**ડાકટર**—પોલિસ ! પોલિસ ! પોલિસ !

**બધા રોગી**—( મારતાં મારતાં ) પોલિસ ! પોલિસ ! પોલિસ !

**જયકુમારી**—( ૧ લા રોગીને ) ભાઈ ચાલો આપણે છોટાલાલને ઘેર જઇયે અહિ પત્તો લાગે એમ નથી.

**૫ મો રોગી**—એમણે બાહારગામથી આવીને ઘરની ઔષધશાળા કાહાડીછે, ને ગરીબની દવા મફત કરેછે; ચાલો આપણે ત્યાં જઇયે.

**ડાકટર**—અરે પેલી પોરી પલુન ગઈ. પકડો એને. ( પોલીસના સિપાઈ આવીને બધાંને ચબુતરે લઈ જાયછે.)

---

## प्रवेश ३ जो.

### स्थल, भीखारीदासनुं घर.

**ગંગાબાઈ.**

**ગંગાબાઈ**—( પોતાના મનમાં ) અરે ! હવે મારા આખા કુટુંબની ઘણી માઠી વલે થશે—મારો રોગ ઘટવાને બદલે ઉલટો વધતો જાયછે તે વિષેની ખબર વૈદ્ય વિના બીજા કોઈના જાણવામાં નથી, પણ ઘણા દિવસ એમ ઠેલવામાં ઠીક નથી. ઓચિંતી કોણ જાણે કેઇએ વેળાએ આંખ ડબાઈ જશે તો મનની વાત મનમાંની મનમાં રેહેશે. જયકુમારી છે તો ડાહી તોપણ મારાભણીથી એ શીખામણની વાતો મારે એને કેહેવી જોઇયે.

(જયકુમારી આવેછે.)

**જયકુમારી**—મા, બારને અમલે, તમને ઔષધ પાવાનું વૈદરાજે મને કહ્યું છે તે પ્રમાણે હું તૈયાર કરી લાવીછું, જરા પી લેશો ?

**ગંગાબાઈ**—હા, બેહેન, લાવ, (ઔષધ પી જાયછે.)

**જયકુમારી**—મા, આજનો તમારો ચેહેરો જોતાં મને લાગે છે કે,

તમને વધારે અસુખ છે. અને કોઇપણ પ્રકારની ચિન્તા કરતાં હો એવું જણાયછે.

ગંગાબાઈ—ખરી વાત બેહેન, આજે જરા એમ છે. તને ચિન્તા થાય એટલા માટે હું ચોરી રાખવા જાઉંછું, પણ તું એવી ચકોર છે કે. મારા ચેહેરા ઉપરથી તુરત સમજી જાયછે. હવે મારે તારાથી એ વિષે કાંઈ છાનું રાખવું જોઈયે નહિ. મને એમ લાગેછે કે, હવે હું ઝાઝા દિવસ કાહાડીશ નહિ.

**જયકુમારી**—( મહાશોકાતુર થઈને ) અરે માડી, એવો દિવસ ઈશ્વર કરેને ના આવે. ત્યારે શું તું અમને સઘળાંને રઝળતાં મૂકીને વેહેલી જતી રહીશ? અરે માડી ! ( તેની આંખ આંસુથી ભરાઈ જાયછે. )

**ગંગાબાઈ**—બચ્યું બેહેન. તું એમ કરીશ ત્યારે તો મને ઉલટું વધારે દુઃખ થશે. તું કામ ઉપાડી લે એવી થઈ છે, તેથી મને આપણા કુટુંબ વિષેની કાંઈ ચિન્તા થતી નથી. તું સમજું છે. અને તારા વાંચવામાં ઘણું આવ્યું છે તેથી મારે તને કહી જવાનું કાંઈ બાકી રહ્યું નથી. તો પણ બે બોલ કેહેવાની મારા મનમાં ઈચ્છા થાયછે. ઘરમાં બીજું કોઈ છે ?

**જયકુમારી**—ના મા, તમારે મ્હોએથી સાંભળવાને મને બહુ મન છે. કેમકે, તમારાં આવા સમયનાં વચન મારા હૃદયમાં કોરાયલાં રેહેશે, તેથી કરીને આડે રસ્તે જવાનું મન થશે તો તે તુરત મુને સાંભરી આવશે, અને તેની અસર એટલી બધી થશે કે, ઈશ્વર કરશે તો તમારા વચનથી ઉલટી હું કોઈ દિવસ ચાલીશજ નહિ.

**ગંગાબાઈ**—ઠીક ત્યારે, સાંભળ. મેં અગાઉથી વિચારી રાખ્યું છે તેટલું કહુંછું:—

## સીતાજીના મહિનાનો રાગ.

" સીતા આવિયો કારતગ માસરે, કંથજી ક્યારે આવશે. " એ રાગ.

મારી પુત્રી તું પ્રાણાધાર, રૂડી રીતે ચાલજે;
સોંપું સઘળો હવાલો આજ, તે તું સંભાળજે. ૧
હવે તુજ પર સૌ આધાર, એવું અંતર ધરી;
ચાલજે તું સદા રૂડી ચાલ, પ્રભુથી ડરી ડરી. ૨
ન્હાના નિરાશ્રિતો તુજ ભાઈ, હવે તારે આશરે;
કરશે તું તેઓની સંભાળ, એવી મુને આશ રે. ૩
હતા ભોગી રૂડા તારા બાપ, રોગી થયા તે હવે;
જેની કેવી ક્રુજે તેની કાય, લવારી તે બહુ લવે. ૪
ભોળા મનના બહુ એ ગરીબ, તેને હામ આપજે;

આપી યોગ્ય આશ્રય તું નિત્ય, બધાં કષ્ટ કાપજે. ૫
થતાં ઘરની સ્થિતિનો વિચાર, અમુઝાઈ હું મરૂં;
પણ તારી મુને ઘણી હામ, તેથી ધીર મન ધરૂં. ૬
હવે દુઃખ દરિયાનો અંત આવ્યો એવું જાણજે;
જશે દુઃખ, થશે સુખના દિન, ખરૂં તું પ્રમાણજે. ૭
સૌનો ભર્ત્તા ભલો ભગવાન, બધાં દુઃખ બાળશે;
જેની સૌ પર છે સમદૃષ્ટ, તમોને તે ભાળશે. ૮
નહિ સરખા ગયા કોઈના દિન, જશે નહિ કો તણા;
એવા ઈશ્વરના ઘણા નિંમ, તેમાં તો નહિ મણા. ૯
થઈ તું વરવાને જોગ, જાણું હું એ સહુ;
પણ એજ વિષેની સુણ, વાત એક હું કહું. ૧૦
લાલચુ, લોભિયા બહુ લોક, વળી કપટી ઘણા;
બતલાવે ઉપરથી પ્રેમ, આખર નહિ આપણા. ૧૧
માટે જોઈ વિચારી તું બેહેન, શોધી વર કાઢજે;
હોય ડાહ્યો વળી વિદ્વાન, તેની સાથે લાડજે. ૧૨
વળી હોય ન દુર્ગુણ એક, વિવેકથી પૂર જે;
બોલે મનના જે સાચા બોલ, ઘણાક મધુર જે. ૧૩
બહુ ઉતાવળી ન બનીશ, ધિરજ મન ધારજે;
એવો મળતાં લાગે જો વાર, તો તું મન મારજે. ૧૪
ઈશ કરશે તુને એમાં સહાય્ય, આશીષ છે માહરી;
તુને મળશે ભલો ભરતાર, દેશે સુખ, દુઃખ હરી. ૧૫
પણ એક તું રાખજે યાદ, કદિ વીસરીશ માં;
તુજ ભ્રાતોને દુઃખ માંહ, દૂર કરીશ માં. ૧૬
રોજ વાંચ્યાનો તુજને રિવાજ, ડાહી મારી દીકરી;
તેથી તારા હૃદયની માંહ, શીખામણ રેહે ભરી. ૧૭
તેનો લાભ લેવાના દિન, હવે તારે આવશે;
ચાલી જો તું તે શિક્ષાને માર્ગ, તો તે સુખ લાવશે. ૧૮
મને મટશે થોડા દિન માંહ, ચિન્તા તું કરીશ માં;
મારા સમ તુને જો ગભરાય, આંખો તું ભરીશ માં. ૧૯
એકલી તુને જોઈને આજ, અગાઉ સૂચના કરૂં;
મુને હાડ ચિન્તા નહિ કાંઈ, રખે બેહેન તું ડરૂં. ૨૦

**જયકુમારી**—( ઘણા લક્ષથી સર્વે સાંભળ્યા પછી આંખમાં આંસુ સાથે ) અરે માડી, આવી રૂડી શીખામણ મને કેવી ઉપયોગની થઈ પડશે ! એ તો

મારા કાળજાની સાથ જડાઈ ગઇ, હું કોઈ દિવસ એ વીસરી જનાર નથી, તેમ, એથી ઉટલી રીતે કોઈ દિવસ ચાલનાર પણ નથી. પણ માજી! ઓષધ પીધાને એક અવર થવા આવ્યો ને વૈદ્યરાજ હજુ આવ્યા નહિ, તે કાંઈ કામમાં રોકાયા હશે તેથી વીસરી ગયા હશે, જો તમારી આજ્ઞા હોય તો હું એક ફેરો ખાઈ આવું.

**ગંગાબાઈ**—હા, ત્યારે, તેમણે આવવાનું કહ્યું હોય તો જઈ આવ; પણ તારા બાપ કયારના કયાં ગયા છે?

**જયકુમારી**—વૈદ્યરાજે એમને કહ્યુંછે કે, નિત્ય ખુલ્લી હવા ખાવાથી આરોગ્યતા રેહેછે, કેટલાક રોગ થતા હોય તો તે અટકેછે, અને બીજા થયા હોય તો એથી મટેછે. આ વિષેનો એક બે દિવસમાં અનુભવ થયો એટલે એ તો સવાર, સાંજ બંને વેળા ફરવા જાયછે, આજે મારા ભાઈયોને લઈને ગયાછે. તે હવે આવતા હશે.

**ગંગાબાઈ**—હા, ખરી વાત, ખુલ્લી હવાના લાભ વિષે તું એક ચોપડી-માંથી વાંચતી હતી, તેનો અનુભવ હવે આપણને મળ્યો. તારા બાપની સાથે બાપુએ વળી જાયછે કે?

**જયકુમારી**—ના મા, એનાથી ચલાય કેમ? એ તો પેલો ફળિયામાં રમે. પણ હવે હું જઈ આવું. (જાયછે.)

**ગંગાબાઈ**—(એકલી મનમાં) ઓહો! કેવી ડાહી છોકરી, બધું એને કેવું સાંભરેછે. ઘરમાં શું થાયછે એની તો એના બાપને કાંઈ ખબર નથી. અરે! આવી છોકરી ના હોત તો આખા કુટુંબની કેવી માઠી વલે થાત, પણ ગરીબનો બેલી ઈશ્વર છે.

(આવો વિચાર કરેછે એટલામાં તે છેક લેવાઈ ગઈ, ચેનપડવા માંડયું નહિ, મનમાં ગભરાટ થવા લાગ્યો, અને એકદમ બેભાન થઈ ગઈ, થોડી વાર આવી સ્થિતિમાં તરફડિયાં મારતી રહી, ને પછીથી હાલતી બંધ થઈ ગઈ.)

**બાપુ**—(ઘણી ભૂખલાગી હતી તેથી આંખમાં ઝળઝળિયાં આણીને રડતો રડતો) બેહેન! (તેને જોઈ નહિ એટલે જે ઓરડામાં તેની મા સૂતી હતી તેમાં ખોળવા ગયો, અને માને સૂતેલી જોઈને) જીજી, ખાવા, ઓ જીજી ખાવા આપને, મને ભૂખ લાગી છે, આજ તું કમ બોલતી નથી. (ઉત્તર આપ્યો નહિ એટલે તેના મ્હો ઉપર પોતાનું મ્હો મૂકીને) જીજી! કમ બોલતી નથી, બોલને, ઓ જીજી! જીજી! ઉઠ, મને ખાવા આપ. (ઘણું કરતાંય બોલી નહિ ત્યારે પોતાના હાથથી, તેની હમેશાંને વાસ્તે મિંચાઈ ગયેલી આંખ ઉઘાડવા જાયછે) આંખો કમ મિંચી રહીછું, ઉઘાડ ને ઉઠ, (તેનો ધડો થઈ ગયેલો હાથ ઝાલીને ઉઠાડવાને ખેંચેછે) હંહં જીજી! હંહં ઉઠને. (છોકરાએ ઘણી મેહેનત કરી પણ તે ઉઠી નહિ! છેવટે થાકયો એટલે પોતાની બેહેનને

બોલાવતો બોલાવતો ખડકીના ઉમરા આગળ ગયો, ત્યાં એના બાપને પોતાના ભાઈયો સાથે આવતો જોઈને ઉભો રહ્યો.

**ભીખારીદાસ**—(પ્રવેશ કરીને) કેમ બેટા, કોને બોલાવેછે, કેમ રડેછે?

**બાપુ**—મા ઉંધી ગઇછે, ને મને ભૂખ લાગીછે, મારે છીચી ને તાતા ખાવા છે. ને હું બોલાવુંછું તોય ઉઠતી નથી, ધૂઈ ગઇછે, તમે ઉઠાડો.

**ભીખારીદાસ**—(ગભરાઈને એકદમ અંદર દોડી જાયછે, અને ગંગાબાઈના મુડદાનો ફિકો દેખાવ જોઈને એકદમ) શિવ, શિવ, શિવ, શિવ; મજ ગરીબ ઉપર આ શો કોપ; અરે ભગવાન! મેં તે શાં પાપ કર્યાં હશે! તું આટલો બધો મારા ઉપર કેમ કોપ્યો. અહો ભગવાન! શિવ, શિવ, શિવ, શિવ; (મુરદાને ઊશાકે બેસેછે.)

**બાપુ**—(તેને ટોકે બાઝીને) બાપા, માને ઉઠાડતા નથી ને કેમ રડોછો? એને ઉઠાડોને. (છોકરાનુ આવું બોલવું સાંભળીને તેની છાતી ઘણીજ ભરાઈ આવી.)

**ભીખારી૦**—બા આઆ તારી મા તો મરી ગઈ, હવે એ નહિ ઉઠે. હવે એ તારી મા ન હોય (એમ કહીને પાછો રડેછે) ભગવાન! શિવ, શિવ, શિવ, શિવ; મારો બધો આધાર ગયો, હવે મારી શી વલે થશે? તારાં ન્હાનાં છોકરાંની દયા તેં કેમ ના આણી, અને વેહેલી વેહેલી જતી રહી? અહો ભગવાન! શિવ, શિવ, શિવ, શિવ; (આ પ્રમાણે બિચારો ભીખારીદાસ વિલાપ કરેછે એટલામાં જયકુમારી આવી પોહોંચી, ભીખારીદાસને રડતો જોઈને બધાં છોકરાં રડારોળ કરવા લાગ્યાં, તેથી બુમરાણ થઈ રહી, તે વેગળેથી સાંભળીને)

**જયકુમારી**—સત્યાનાશ વળ્યું. મા ગઈ, (ગાભરી ગાભરી ઘરમાં ધશી આવતાં આવતાં.)

## લલિતછંદ.

અરર હાયરે, માડી વા' લી ઓ, શીખ દઈ મને, નાશી ચાલી ઓ,
પ્રથમ ના કહ્યું. "હું નહિ મળું," કપટ એટલું, તુજમાં ભળ્યું. ૧
નિરપરાધી તો, છોકરાં અમે, ગુણ બધા ખરા, ભૂલિયે કયમે?
મદદ તારીથી, પેટ તો ભરી, સુખી હતાં અમે, બેસતાં ઠરી. ૨
કંઈક થાતું તો, બીક તું ધરી, નરમ તું થતી, મોતથી ડરી;
વિસરી એ સહુ, ક્રૂર તું થઇ, રઝળતાં મૂકી, કેમરે ગઈ. ૩
ગરીબ માહરા, બાપ બાપડા; કયમ કરી પૂરૂં, એ કરે છડા;
ધિરજ સર્વને તાહરી હતી, સરસ દેતી ઓ! નિત્ય, તું મતિ. ૪
કયમ કરી હવે, હું તને મળું, તુજ વિયોગથી, ઉભી હું બળું;
ફિકર મુજને, મારી તો નથી, ગરીબ ભાઇયો, વેઠશે મથી. ૫

અરરર ! તેમની, શી વલે થશે; દિવસ તેમના, તે કયમે જશે;
રઝળી હું મરી, જૈશ ઓ હરિ, અરરર હાયરે, માત માહરી. ૬
દુખ થકી અમે, પીડ પામતાં, નજર તારીથી, સુખ માનતાં;
નજર પ્રેમની, તેં હવે હરી, અરરર હાયરે, માત માહરી. ૭

**ભીખારીદાસ**—(રડતા રડતા) મારા બેટા! તું રડીશ નહિ, તારાં વિલાપનાં વચન મારા કાલજામાં સુંસરાં નીકળી જાયછે. તારા ભાઇ બધા રડેછે તેમને છાના રાખ્ય; બધાય બાપડા ભૂખ્યા છે. બાપુનો ઘાંટો તો તારી માને બોલાવી બોલાવીને અને રડીને છેક બેશી ગયો છે. બાપુડી, હવે તું છાની રેહે, એટલે તારા ભાઈ પણ બધા રહી જાય.

**જયકુમારી**—( મનને મેચી રાખીને ડુસકાં ભરતી પોતાના ભાઈયોને બીજા ખંડમાં લઈ જઈ રમતે વળગાડી પાછી આવેછે. )

**ભીખારીદાસ**—કેમ બેહેન, તારા ભાઇ છાના રહ્યા ?

**જયકુમારી**—હા, તેઓ રમતે વળગ્યાછે. હવે મરદુ સ્મશાન લઈ જવાની સામગ્રી કરવી જોઈયે. ( રસ્તા ભણી જોઇને ) કોણ, વૈદરાજ આવેછે ? અરેરે ! શા કામનું ! હવે કાંઈ માને પાછી ઉઠાડી શકનાર છે ! (ઉભી થઇને) આવો વૈદરાજ ! હું આપની પાસે આવી તે વારની મા તો શમી ગઈછે.

**વૈદરાજ**—મેં તો પ્રથમથીજ ખાત્રી કરી હતી કે હવે એ ઉગરનાર નથી. એટલામાં તમારા એક પડોસિયે આવીને ખબર કરી એટલે મારા માણસને મેં જોયતો સામન લેવા મોકલ્યો છે તે બીજાં માણસોને તેડીને પેલો આવે.

**જયકુમારી**—વૈદરાજ ! તમે આવી અગાઉથી ગોઠવણ કરી તે બહુ સારૂં કર્યું ! અરે ભગવાન. ( રડેછે. )

**વૈદરાજ**—( રડતાં છોકરાં આવતાં જોઇ ) આ રડતાં છોકરાંને લઈને તમે અહિંથી ખશી જાઓ. હિમત રાખો અકળાઓ નહિ. જે કરવાનું તે કરવા અમે રસ્તે પાડી આવિયે છિયે.

**જયકુમારી**—માડી ! માડી ! ( એમ કેહેતી રડતી છોકરાંને લઈને જાયછે. )

---

## प्रवेश ४ थो.

### स्थळ, घरनी परसाळ.

### જયકુમારી અને તેના ભાઈયો.

**જયકુમારી**—( મન સાથે ) અરે ભગવાન ! હવે કેમ થશે, હું એકલી ક્યાં ક્યાં પોહોંચીશ, પણ હવે ગભરાઈ જવું ના જોઈયે; ઇશ્વરના ઉપર ચીઠ્ઠી

નાખીને બેસવું. આજ સુધી તો એણે અડયું રાખ્યુંજ નથી. પ્રભુના લાલ કોઈ પણ મળી આવેછે અને તેના ભણીથી યોગ્ય આશ્રય મળેછે. આવા દુઃખદાયક સમયમાં હું જો શોકમાં રહીશ તો મને કશું કામ સૂઝશે નહિ તેથી દુઃખમાં વધારો થશે. એ તો ખરૂં, પણ મા કેમ વીસરે! મન કેમ સમજે ? ( રડેછે. )

**બાપુ**—બેહેન ! મા કાં, માને કોણ લઈ ગયું ? બોલતી નથી ને રડછ કેમ ?

**બીજો ભાઈ**—હીંડ, બાપુ ! આપણી માને લઈ ગયા તેમની પછવાડે જઈયે. એ વેગળી જતી રેહેશે.

**જયકુમારી**—( રડતી ) મારા વાહાલા ભાઈયો ! હવે એ વેગળીજ ગઈ; તમારી પાસે કદિ આવનાર નથી, માટે હવે તેને વીસારી દો. એ આપણને છોડીને ગઈ તો હવે આપણે એની વાત છોડી દેવી.

**ત્રીજો ભાઈ**—બેહેન, એમ થાય કેમ, માને કેમ વીસરાય ? પણ એ પરમ દાહાડા સોરીએ નહિ આવે ?

**જયકુમારી**—અરે, હું તમને શું ઉતર આપું ? લ્યો, આ રમકડાં રમો.

**બે ભાઈયો**—( રમકડાં કાહાડી નાખતાં ) રમકડાં અમારે નથી જોયતાં. મા જોઈયે છિયે. મા લાવ; નહિકર બાપાને કહીશ. પેલા બાપા આવે. ( તેની પાસે દોડતા જઈને ) બાપા, માને ક્યાં મૂકી આવ્યા ?

**ભીખારીદાસ**—( રડતા ) મારાં ન્હાનાં છોકરાં, હવે કલ્પાન્ત છોડો, એ ગઈ તે હવે નથી આવનારી ( રડેછે. )

**વૈદ્યરાજ**—( પ્રવેશ કરીને ) તમે રડયાં કરશો, તો છોકરાં છાનાં કેમ રેહેશે ? ધીરજ પકડો, શાન્ત થાઓ. જયકુમારી ! તમારા બાપ બહુ પોચા મનના છે, માટે તેમને હિંમત આપતાં રેહેજો, અને કોઇ વાતથી ગભરાઈ જશો નહિ, હું આટલા દિવસથી આવુંછું તેથી મારા જાણવામાં સારી પેઠે આવ્યુંછે, કે તમને કાંઇ કેહેવું પડે એવું નથી, તોપણ તમારા બાપની સ્થિતિ જોઈને મારાથી કહ્યા વિના રેહેવાતું નથી; તમારૂં પોષણ કેમ થશે, એ વિષેની તમે જરા ચિન્તા કરશો નહિ; તમારામાં વિદ્યારૂપી ધન ભરેલુંછે તેથી બીજું ધન એની મેળે ચાલ્યું આવશે. મારી છોકરી કન્યાશાળામાં ભણવા જાયછે, તેને સવાર સાંજ શીખવવાનું તમે માથે લેશો તો તમારા કુટુંબનો સારી રીતે નિર્વાહ થાય અને લુગડાં લત્તાં પૂરાં પડે એટલો પગાર હું બાંધી આપીશ. હું જાણુંછું કે હવે ઘરનું બધું કામ તમારે માથે પડયું અને તમારા ન્હાના ભાઈયોની સંભાળ પણ તમારે લેવાની

રહી, તેથી નિત્ય મારે ઘેર શીખવવા આવવાને તમને ઠીક પડશે નહિ, પણ મારી છોકરીને હું અહિ મોકલીશ એટલે બધી અડચણ દૂર થશે. અને આ ખર્ચની ગોઠવણ પણ હું કરીશ.

**જયકુમારી**—વૈદ્યરાજ ! આપના આવતા પેહેલાં, મને એજ વિચાર થતો હતો. વળી કુટુંબનો નિર્વાહ કેમ ચાલશે, એ પણ ચિન્તા હતી પણ આહા ! ઇશ્વિર કેવો કૃપાળુ છે, હું એવુંજ સમજુંછું કે એણે તમારા મનમાં આ વાત ઉતારી. આપની પુત્રીના અભ્યાસમાં વધારો કરાવાને અને તેનામાં સદ્ગુણ આણવાને હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. અમારા ગરીબના ઉપર આપે દયા આણી, બેહેનના વિદ્યાભ્યાસને બાહાને અમને આશ્રય આપવાનું આપે માથે લીધું તેથી આપનો ખરા અંતઃકરણથી આભાર માનુંછું અને સર્વ શક્તિમાન ઇશ્વિરની પ્રાર્થના કરૂંછું કે તે આપનું તથા આપના કુટુંબનું કલ્યાણ કરો. ( તેની આંખમાં વધારે આંસુ આવેછે. )

**વૈદ્યરાજ**—જેમ જેમ હું તમારી સાથે વાત કરૂંછું તેમ તેમ તમારા સદ્વિચાર મારા જાણવામાં આવેછે, તેથી મને ઘણો આનંદ થાયછે. તમારા આવા સારા વિચારને લીધે પરમ કૃપાળુ પરમેશ્વર તમારૂં સારૂંજ કરશે. ( ભીખારીદાસને ) તમારે જરાપણ ચિન્તા કે બળાપો મનમાં કરવો નહિ. તમારો રોગ ખોટો છે તેથી મારૂં માનશો નહિ તો પરિણામ સારો નહિ થાય. ઈશ્વરે તમને આવું રત્ન આપ્યુંછે તેથીજ સંતોષ માનીને તે કૃપાળુનું સ્મરણ કરી આનંદમાં દિવસ કાહાડવા. જે વાત બની ગઇ તેને વાસ્તે હાયવરાળ કરવી એ મિથ્યા છે કહ્યુંછે કેઃ—

एकवृक्षसमारूढा रात्रौ नानाविहंगमाः
ते प्रभाते दिशो यांति का तत्र परिदेवना ॥१॥

**અર્થ**—રાત્રીને વિષે ઘણા પક્ષિયો એક ઝાડઉપર આવીને બેસેછે, તે સવારના પ્રહરમાં દિશાઓ ભણી ઉડી જાયછે તેનો શો શોક કરવો ?॥૧॥

તમે કાંઈ ચિન્તા કરશો નહિ, તમારી પ્રકૃતિ જોવાને હું ત્રીજે ચોથે ફેરો આઈ જઇશ.

**ભીખારીદાસ**—આવા આપટીના અને દુઃખના સમયમાં તમે મારા ગરીબ કુટુંબની આટલી બધી સંભાળ રાખવાનું માથે લીધું તેથી ઇશ્વિર તમારૂં ભલું કરો, બીજું તો હું શું કરી શકું ?

**વૈદ્યરાજ**—તમારો આશીર્વાદ હું બધા કરતાં વધારે મૂલ્યવાન ગણુંછું. નિરાશ્રિતોની સંભાળ લેવાનો પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે તે પ્રમાણે તે કરે તેમાં કશું વધારે કર્યું કેહેવાય નહિ.

**ભીખારીદાસ**—એવું સમજનારા ઘણા ઓછા છે, પણ પાઠશાળામાં શીખેલા હાલના વિદ્વાનો જે જે મારા જોવામાં આવ્યા છે તે બધા સદ્વિચારના જણાયા છે. પ્રાણલાલ કરીને એક આપનાજ સ્વભાવને મળતા સદ્ગૃહસ્થનો મારે મેળાપ થયો હતો તેની કૃપાથી આજ સુધી દાહાડા નીકળ્યા; અને જયકુમારીને સારી સારી ચોપડિયો ભેટ આપી, તેથી એનો અભ્યાસ વધારવાને તે શક્તિમાન થઇ.

**વૈદ્યરાજ**—(સાનંદાશ્ચર્યથી) શું પ્રાણલાલ ! મારો મિત્ર ?

**જયકુમારી**—(ચકિત થઈને) પ્રાણલાલ શેઠ તમારા મિત્ર થાય ? ખરે તમારો ને એમનો સ્વભાવ ઘણી રીતે મળતો આવેછે, તે પણ તમારા જેવાજ દયાળુ છે. એમનો અમારા ઉપર ઘણો ઉપકાર થયો છે. એમનીજ પ્રેરણાથી મારો વિદ્યાભ્યાસ વધ્યો. મારી પાસે ચોપડિયોનું સાધન નોહોતું તેથી હું નિરૂપાય હતી પણ એ ખોટ એમણે પૂરી પાડી. એમનો ઉપકાર તો જન્મ પર્યંત મારાથી વિસરી જવાય એવું છેજ નહિ.

**વૈદ્યરાજ**—હું, મોતીલાલ અને એ સંગાથે પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરવા ગયા હતા, ગુજરાતી પણ એકઠાજ શીખેલા, તેમાં વળી ત્રણેનો સ્વભાવ સરખો તેથી સારી મિત્રાચારી થઈ ગયેલી છે, હવણાં તો એ મુંબઈ ગયા છે ને મોતીલાલ અહિ છે.

**જયકુમારી**—પાછા ક્યારે આવશે, એ આપના જાણવામાં છે ?

**વૈદ્યરાજ**—હવણાં આવે એમ તો લાગતું નથી, કેમકે એમનું જવાનું કારણ જૂદા પ્રકારનું છે.

**જયકુમારી**—કેહેવાને અડચણ જેવું ના હોય ને કેહેશો તો મારા ઉપર ઘણી કૃપા કરી સમજીશ.

**વૈદ્યરાજ**—ના, ના, નહિ કેહેવાય એવું કાંઈ નથી. પોતાને યોગ્ય સ્ત્રી મળ્યા વિના એમનો લગ્ન કરવાનો વિચાર નથી, ને એમનાં માબાપ અત્યારથી પછવાડે થઈ લાગ્યાં છે. વિચારવંત, તેથી તેમની આયના લોપવી પડે નહિ માટે આ એક રસ્તો કાહાડયો છે.

**જયકુમારી**—(પ્રેમથી છલકાયલા મનમાં) મને પણ યોગ્ય વર મળ્યા વિના હું પરણનાર નથી, આ વિષે માની શીખામણ પણ એજ છે, જેને જેવું જોઈયે તેને તેવું મળે તો દંપતિને કેટલું બધું સુખ થાય ! પણ શા કામનું ? હું કોણ, મારી યોગ્યતા શી ? (વૈદ્યરાજને) પ્રાણલાલ શેઠે સારી યુક્તિ કરી; માબાપને ચાલતા સુધી ખોટું મનાવવું નહિ જોઈયે.

**મોતીલાલ**—( ફરીથી ઘડીયાળ કાહાડીને ) જોયું સાહેબ ! સાડા છ થઈ ગયા. પણ કોઈનું ઠેકાણું છે ? મને નથી લાગતું કે હવે કોઈ આવે, માટે જે વિચાર કરવો હોય તે આપણે બેએજ કરીને ઉઠવું.

**છોટાલાલ**—ખરી વાત છે, આવા બેદરકારી લોકોનાં મ્હો ફરીથી ઉઘડાવવાની જરૂર નથી; કેમ આજે શા વિષે વિચાર કરવાનો છે ?

**મોતીલાલ**—આપણે સ્થાપેલી બન્ને કન્યાશાળાઓ સારી સ્થિતિમાં આવી છે. પણ તેમાં વળી વધારે સુધારો થાય એવા ઉપાય કરવાની હવે અગત્ય છે. પેહેલા અંકની નિશાળમાં એક ૧૨ વર્ષની છોકરી આવતી હતી, તે ઘણી મેહેનતું હતી. તેથી થોડી મુદતમાં તેણિયે પોતાનો અભ્યાસ ઘણી સારી રીતે વધાર્યો, પણ આપણા ધારા પ્રમાણે તેની મ્હોટી ઉંમરને લીધે તેને નિશાળમાં આવતી બધ કરવા વિષે. મેહેતાજીનો મારાઉપર કાગળ આવવાથી. હું જાતે ત્યાં ગયો, અને તેની થોડીક પરીક્ષા લઈ મારા પદરનું ઈનામ આપી વિદાય કરવા માંડી ત્યારે તેણિયે કહ્યું કે, મને લખતાં વાંચતાં અને થોડાક હિસાબ ગણતાં આવડયા તેથી હું ભણી રહી એવું મારા સમજવામાં નથી. આટલું રટણ કરયું ત્યારે હવે હું મારો અભ્યાસ વધારવાને યોગ્ય થઈ એવું કેહેવાય, ને હવે તો તમે મને કાહાડી મૂકોછો ત્યારે હવે હું કોની પાસે જઈને શીખીશ ? તેનું આ કેહેવું મને યોગ્ય લાગ્યુ, તેમજ આપણા વિચારમાં પણ હતું, તેથી એ વિષેનો ઘટિત ઉપાય કરવાનો નિશ્ચય કર્યો, અને તેજ ક્ષણે પ્રાણલાલને લખી વાળ્યું કે, નિશાળનું કામ ચલાવી શકે એવી કોઈ શીખેલી સ્ત્રીની ભાળ કાહાડતા રેહે. એમનું કાલે ઉત્તર આવ્યું છે તે વાંચ્યેથી તમારા જાણવામાં આવશે. (કાગળ આપેછે.)

**છોટાલાલ**—( વાંચી રહ્યા પછી. ) ઓહો ! જે જયકુમારી વિષે પ્રાણલાલ લખેછે તેને હુ સારી પેઠે ઓળખુંછું. મારી છોકરીને તેજ શીખવેછે, તેથી તેની વર્ત્તણૂક વિષે હું કેટલુંક જાણુંછું તે ઉપરથી કહી શકુંછું કે એના જેવી બીજી આટલામાં કોઈ મળી શકે એમ મને લાગતું નથી, તેને અને પ્રાણલાલને પ્રસંગ હોય એવું તેના કેહેવાથી જણાયછે. અને આ પત્ર ઉપરથી તો પૂરી ખાતરી થાયછે. પ્રાણલાલને લીધે, તમને પણ તે નામથી ઓળખેછે, અને મળવાને ઇચ્છેછે.

**મોતીલાલ**—તમને અવકાશ હોય તો આપણે એને ઘેર જઈયે. પ્રાણલાલના ઉપર એણે આવી અસર કરીછે તો એ માનને પાત્ર છે.

**છોટાલાલ**—ઘણું સારૂં,

**મોતીલાલ**—આજે આપણે જે નક્કી કરવાનું હતું તે કરયું, અને ઉઠવાનો સમય પણ થયો ચાલો હવે આપણે જઈયે. ( જાયછે. )

---

## प्रवेश २ जो.

### स्थळ, भीखारीदासनुं घर.

**મોતીલાલ, છોટાલાલ અને જયકુમારી.**

**જયકુમારી**—( બંનેને આવતા જોઈને ) આવોજી પધારો. આજે અમારા ઉપર ઘણી કૃપા કરી ( મોતીલાલ ભણી જોઈને ) મને લાગેછે કે આપ. પ્રાણલાલશેઠ અને આ વૈદ્યરાજના મિત્ર હશો ?

**મોતીલાલ**—હા, એ બંને સાહેબો મને પોતાનો પ્રિયમિત્ર ગણેછે.

**જયકુમારી**—( વૈદ્ય સાથે આવેલા મોતીલાલ છે એ વિષેની ખાતરીકરી લેવાને વાસ્તે.) આપ તો " સ્ત્રીબોધપ્રસારક સભા " ના મંત્રી છો નહિ વારૂ ?

**મોતીલાલ**—છોટાલાલ નોકરી ઉપર ગયા હતા ત્યારથી એ સભાનું કામ હું ચલાવુંછું.

**જયકુમારી**—તમારી સભાએ સ્થાપેલી બંને નિશાળોમાં જનારી બાળક્રિયોનો અભ્યાસ પ્રસન્ન થવા યોગ્ય છે. તમ સરખા વિવેકી પુરૂષોએ અમ અબળાઓની સ્થિતિ સુધારવાનું કામ માથે લીધુંછે તો તેમાં તમને જય મળો. અને તમારૂં કલ્યાણ થાઓ.

**છોટાલાલ**—( જયકુમારીને ) મોતીલાલની એ કામમાં ઘણી મેહેનત છે, અને તેને વાસ્તે આપણે જેટલું કહિયે તેટલું ઓછું છે. મેં એમને કામ સોંપ્યું તે વેળાયે એવી આશા રાખી હતી કે હું પાછો આવીશ ત્યારે એમની મેહેનતથી ઘણો સુધારો થયલો જોઇશ, તે આશા મારી પૂર્ણ થઈ.

**મોતીલાલ**—એમાં મેં શું વધારે કરયું ?

**જયકુમારી**—અરે સાહેબ ! આપ વિવેકી છો તેથી એમજ કોહો; પણ આજ સુધી અમારી નઠારી અવસ્થા ચાલતી આવી છતાં તે સુધારવાને કો માઇનો પુત્ર બાહાર પડી આવ્યો નહિ. ને હવે આપસરખા વિવેકી સજ્જનો અમારા સારાનેજ વાસ્તે યત્ન કરે ત્યારે અમારા હૃદયમાંથી આશીર્વચન નીકળ્યા વિના કેમ રેહે ? હજી તો થતા ઓરની બાળક્રિયો આપને વધારે સંભારશે

**મોતીલાલ**—તમારી સાથે થોડી વાતચિત થઈ એટલા ઉપરથી હું કહી શકુંછું કે તમારી જાતિને દીપાવનારી તમ સરખી ઘણી ઓછી હશે, અને પ્રાણલાલના પત્રથી પણ મારૂ કેહેવું વજનદાર થઈ પડેછે.

**જયકુમારી**—( એકદમ ખુશી થઈને ) શું પ્રાણલાલ શેઠનું પત્ર આવ્યું છે ?

**મોતીલાલ**—હા, આ રહ્યું (આપતન ધરેછ. )

**જયકુમારી**—( આનંદથી હાથમાં લઈને ) મને વાંચવાની આજ્ઞા છે ?

**મોતીલાલ**—હા. સુખે વાંચો.

**જયકુમારી**—વાંચેછેઃ—

મારા પરમપ્રિય મિત્રો.

હું મારા પ્રવાસમાં ઈશ્વર કૃપાથી આરામ રહું છું, અને કોઈ પ્રકારના ફિકરમાં રેહતો નથી. પણ જે કારણને વાસ્તે તમારો વિયોગ થયો છે તે કારણ વિષે વિચાર કરૂં છું ત્યારે મન ગાભરૂં બની જાય છે. મેં અહિં અને બીજી ઘણી જગ્યાએ બહુજ તપાસ કરયો, પરંતુ હજી સુધી આશા પાર થઈ નથી, અને હવેથી વિશેષ શોધ કરયે થશે એવો સંભવ પણ નથી. ઈશ્વરેચ્છા પ્રમાણે ગમે તેમ બનો, પણ હું મારા ઠરાવથી વિરૂદ્ધ ચાલનારો નથી. બીક માત્ર એટલીજ રેહે છે, કે મારા પિતા જો લાકડે માંકડું વળગાડી દેવાને વાસ્તે લગ્ન કરી બેસશે તો દિલગીરીની સાથે મારાથી તેમનો ઠરાવ માન્ય રાખી શકાશે નહિ; પણ આ વિષે તમારા બેમાંથી મોતીલાલને તો મેં કહી રાખ્યું છે, ને વળી મદદમાં છોટાલાલ આવી મળ્યા એટલે મને ઘણી ચિન્તા રેહેતી નથી.

છોટાભાઈ ત્યાં નહિ આવેલા તેવામાં મોતીભાઈયે લખેલા પત્રના પ્રત્યુત્તરમાં લખવાનું કે, આપણી કન્યાશાળાનું કામ ચલાવી શકે એવી યોગ્ય સ્ત્રીની ભાળ હજી સુધી મને મળી નથી, અને આપણે ત્યાં ઝબારની દુકાન પાસે ભીખારીદાસ કરીને આવી રહેલા ગરીબ ગૃહસ્થની જયકુમારી નામની ચંચળ અને વિવેકી કુમારિકા છે, તેના જેવી કોઇ મળશે એવી મને જરાપણ આશા નથી. એના વિષે હું અહિં લખું તે કરતાં તમે જાતે જઈને તપાસ કરશો તેથી વધારે ખાતરી થશે. હું ત્યાં હતો ત્યારે આપણી બીજા અંકની નિશાળનું કામ ચલાવી શકે એટલું તેનું જ્ઞાન હતું; પણ તેના અભ્યાસમાં ઉપયોગી થઈ પડે એવાં પુસ્તકો મેં તેને મોકલાવ્યાં હતાં તથા તેને ગણિત વગેરે કેટલાક વિષયો શીખવવા વિષે તેના બાપને મેં સૂચના કરી હતી, તેથી આટલી વારમાં તો પેહેલા અંકની નિશાળનું કામ ભારી સારી રીતે ચલાવી શકવા જેટલું તેણે જ્ઞાન વધારયું હશે. તેના પિતાની ઘણી કઠિણ અવસ્થા છે, તેથી કરીને તેના અભ્યાસમાં કાંઈ વધારો થવાને અડચણ આવી પડી હોય તો કોણ જાણે, પણ તેની ચકોરતા ઉપરથી હું અનુમાન કરી શકું છું કે આપણી નિશાળનું કામ ચલાવવાને ઘણીજ થોડી વારમાં તે યોગ્ય થશે. હું એના ઉપર એટલો બધો પ્રસન્ન છું કે, એની સ્થિતિમાં સુધારો થાય, એવો યત્ન જો તમે કરશો, તો તે મારી સ્થિતિ સુધારવા પછવાડે કરયો એમ હું માનીશ. ટુંકામાં હું એટલીજ ભલામણ કરૂં છું, કે, તમારે તેને જાતે જોવી, અને તેના કુટુંબની સંભાળ રાખવી, તથા તેના અભ્યાસમાં વધારો થાય એવાં સાધનો યોજવાં.

અહિં રહેથી મારી ઈચ્છા પૂર્ણ થાય એવું મને લાગતું નથી. તથા ઘણા દિવસથી છોટાભાઈને મળ્યો નથી, તેમજ જયકુમારીની મૂર્ત્તિ મારા હૃદયમાં બિરાજેલી રેહે છે, તેથી થોડા દિવસમાં તમારા ભણી આવવાનો વિચાર છે.

હું જયારે ત્યાં હતો ત્યારે મારા સમજવામાં એમ હતું કે, સુધારાના સાથિયોમાં ગણાનારામાંથી પોતાના નામને યોગ્ય કામ કરવાને માત્ર આપણે ત્યાંનાજ બેદિલી બતાવતા હશે, પણ એમ નથી; અહિંયાં પણ એવુંજ અંધેર જોવામાં આવે છે. માટે આપણે કોઈ વાતે પણ નિરાશ થવું જોઇયે નહિ. આટલા દિવસથી હું અહિં આવ્યો છું એટલા સમયમાં પ્રસિદ્ધ

શાળાઓમાંથી એક પણ સભા ભરાઈ નથી. તજવીજ કરવા ઉપરથી તે વિષેનાં કારણ મારા જાણવામાં આવ્યાં છે, તે વિષે આ પત્રમાં લખવા કરતાં રૂબરૂમાં વિદિત કરવાને વધારે યોગ્ય ધારૂં છું.

સૌભાગ્યવતી વિજયકુમારી તથા મદનમોહનાને મારા આશીર્વાદ કહેશો, અને શૃંગાર બ્હેનને સૂચના આપશો કે, તું તારા અભ્યાસમાં સારો વધારો કરીશ તો પ્રાણલાલ સારી સારી ચોપડિયો ભેટ આપશે.

મુ૦ મુંબઈ. ચૈત્ર શુદ ૫. | લ૦ તમારા દર્શનનો અપેક્ષિત. **પ્રાણલાલ સુખલાલ.**

( પત્ર વાંચી, મહા હર્ષિત થઈને મોતીલાલને પાછો આપેછે. )

**છોટાલાલ**—( મોતીલાલને ) આપણે હવે જયકુમારીની વૃત્તિ શી છે તે પૂછી લેવું જોઇયે.

**મોતીલાલ**—હાજી, ને પછી જો એમની ઈચ્છા હોય તો ઠરાવ કરિયે.

**જયકુમારી**—મેં વાંચનમાળાની બધી ચોપડિયોનું અધ્યયન કર્યું છે; તેમજ વ્યાકરણ અને ભૂગોળવિદ્યા પણ મારા ગજા પ્રમાણે જાણુંછું. ગણિતમાં એકવર્ણ સમીકરણ સુધી જોયું છે. અને ભૂમિતિનો પ્રારંભ કરવાનો વિચાર હતો એટલામાં મારી માની પ્રકૃતિમાં બિગાડ થયો એટલે તેમની ચાકરી કરવામાં ગુંથાઈ.

**મોતીલાલ**—ઓહો ! આટલો અભ્યાસ કાંઇ ઓછો નથી.

**જયકુમારી**—( ચોપડિયોની ટીપ બતાવીને ) એ વિના આટલી ચોપડિયો બે ત્રણ વાર મારા વાંચવામાં આવી છે.

**મોતીલાલ**—( સાનંદાશ્ચર્યથી ) કેવી ખુશીની વાત ! છોટાભાઈ ! આપણી પુસ્તકશાળામાં અંગ્રેજી શીખેલા જુવાનોમાંથી કેટલાક આવીને ડોળની ખાતર મ્હોટાં મ્હોટાં અંગ્રેજી વર્ત્તમાનપત્રો એકવડાં કરીને ઉપર ઉપરથી જોઈ જાયછે, તેમના વાંચવામાં પણ ગુજરાતી ભાષાની આટલી બધી ચોપડિયો નહિ આવી હોય.

**છોટાલાલ**—( હસીને ) ખરી વાત કહોછો. પોતાની ભાષાનું અપૂર્ણ જ્ઞાન મેળવીને પછી અંગ્રેજીમાં પડેછે, એટલે સમૂળગો અભ્યાસ બંધ કરી દેછે. તેથી પરિણામ સારો થતો નથી અને અંગ્રેજીમાંથી ભાષાંતર કરવું પડેછે; અથવા પરીક્ષાની વેળાએ એક બે વાક્ય વાંચીને તેનો અર્થ ગુજરાતીમાં કહેવો પડેછે ત્યારે અર્ધો અર્ધ અંગ્રેજી શબ્દો વાપરેછે તેથી પરીક્ષકોની આગળ તેમની હાંસી થાયછે.

**મોતીલાલ**—નિઃસંશય, જયકુમારીનો અભ્યાસ પ્રસન્ન થવા યોગ્ય છે.

( ભીખારીદાસ બાહારથી આવેછે. )

**ભીખારીદાસ**—( બંનેને માનપૂર્વક મળીને ) આજે મારૂં ઘર પાવન કર્યુ તેથી ઘણી કૃપા થઈ.

**છોટાલાલ**—( ભીખારીદાસની આરોગ્યતા વિષે કેટલીક પૂછપરછ કરયા પછી આવવાનું મુખ્ય કારણ કહી બતાવેછે.)

**ભીખારીદાસ**—( રાજી થઈને ) જયકુમારીની સ્મરણશક્તિ સારી છે, તેથી એની પછવાડે મેહેનત કરી તે સફળ થઈ. તાકડો આવ્યો નહિ તેથી માત્ર ભૂમિતિમાંનું કાંઈ શીખવી શકાયું નહિ, પણ એની મરજી છે તેથી ઈશ્વરેચ્છા હશે તો કાંઇક બની આવશે.

**મોતીલાલ**—અરે. જેટલું જયકુમારી શીખ્યાં છે એટલું જો ઉપસ્થિત હશે તો ઘણું છે. એમની ઇચ્છા છે તો થોડુંક ભૂમિતિમાંથી શીખશે એટલે પછી સાધારણ ઉપયોગી જ્ઞાન મેળવ્યું કેહેવાય. ને પછીથી નાનાપ્રકારનાં પુસ્તકો વાંચીને જ્ઞાનમાં વધારો કરવો, એ તો પ્રીતિ અને અવકાશના ઉપર આધાર રાખેછે.

**ભીખારીદાસ**—વાંચવા ઉપર તો એનું ઘણું લક્ષ છે. અને બધું ઉપસ્થિત છે તેનું કારણ એજ છે.

( જયકુમારીને બધું આવડેછે તે બતાવી આપવાને વાસ્તે જૂદી જૂદી બાબતો વિષે ભીખારીદાસે પ્રશ્ન પૂછયા. )

**મોતીલાલ**—સાબાશ જયકુમારી ! હવે અમારી ખાતરી થવામાં કાંઈ બાકી રહ્યું નહિ. રાયપુરમાં પ્રાણલાલના ઘરની પાસે પેહેલા અંકની નિશાળ છે તે ઉપર જો તમારી ઈચ્છા હશે તો કાલથીજ તમારી નેમણુક કરવામાં આવશે. અને પ્રારંભમાં ૪૦ રૂપિયાનો પગાર મળશે.

**જયકુમારી**—મારા બાપને કાંઇ અડચણ પડે એવું નહિ હોય તો હું ખુશી છું.

**ભીખારીદાસ**—મને કાંઈ અડચણ પડવાની નથી. ઈશ્વરકૃપાથી પૈસાનું સાધન થયું એટલે એક માણસ રાખ્યેથી ઘરનું કામ નિભશે.

**છોટાલાલ**—ઠીક છે ત્યારે, કેમ મોતીભાઈ ? કાલે જયકુમારી નવ વાગતાં નિશાળમાં આવે તે સમયે આપણે જઇને બધી વ્યવસ્થા કરી દઇયે.

**મોતીલાલ**—હા, એમ ઠીક પડશે. ( બંને જણ આજ્ઞા લઈને જાયછે, ને ભીખારીદાસ તેમને વળાવા જાયછે. )

**જયકુમારી**—( એકલી.) આહા ! આજનો દિવસ કેવો ખુશીનો ! મારી અવસ્થા હવે કેવી સત્વર સુધરવા લાગી. મને સ્વપ્નમાં પણ ભાસ થતો નહતો, કે મારી સ્થિતિ આટલી બધી સુધરશે. પ્રાણલાલનો ભેદ જૂદા

પ્રકારનો જણાયછે. મોતીલાલના પત્રમાં એ લખેછે કે 'જયકુમારીની મૂર્ત્તિ મારા હૃદયમાં બિરાજેલી રેહેછે.' આ કરતાં વધારે પૂરાવો બીજો તે શો જોઈયે ! આહા ! શો આનંદનો દિવસ; શું પ્રાણલાલ ! મહા ધનાઢયના પુત્ર, અને આવા વિદ્વાન પ્રાણલાલ મને આટલું બધું ચાહાયછે ! પણ ખરે, જેવું મારા મનમાં છે, એવુંજ એમના મનમાં હશે કે કાંઈ બીજા પ્રકારનું? મારી ચાલ ચલગત અને અભ્યાસથી મારા ઉપર પ્રેમ જણાવતા હોય તો તે સામાન્ય માણસના જેવો હોય; પણ મારી મૂર્ત્તિ એમના હૃદયમાં બિરાજમાન થાય નહિ. આ બધી વાત તો ખરી, પણ એમ કેમ બને. હું એક કંગાલ માણસની છોકરી. મજુરી કરીને પેટ ભરનારી, ને એ એક શ્રીમાન ગૃહસ્થ, મારા સરખા લોકોને ચાકર રાખવાને સમર્થ, હું કોણ અને એ કોણ. એનો અને મારો યોગ આવે કેમ ? ઈશ્વર કરે ને એ વેહેલા આવે તો બહુ સારૂં; એમના વિના બીજાની સાથે મારૂં મન મળનાર નથી, તેમજ રીઝનાર પણ નથી, અને એમના જેવો ગુણિયલ બીજો કોઈ મને મળનાર નથી; એમને એક કાગળ લખ્યો હોય તો સારૂં; ઉત્તરમાં કાંઈ પણ અભિપ્રાય જણાઇ આવે. પણ શા કામનું, પ્રેમના આવેશમાં મારાથી કાંઈ આડું અવળું લખાઈ જવાય ને એમનું મન એવું ના થઇ રહ્યું હોય તો કદાચિત્ તે કોપાયમાન થાય અને આરે આવેલું વાહાણ બૂડે; પણ અરે ! હું કેવા કુતર્ક કરૂંછું, મારો અને એમનો સંબંધ થાયજ કેમ ? અને જ્યારે મારો આ વિચાર આવો છતાં હું કાંઇ વત્તું ઓછું લખું તો મારી હલકાઇ કેવી નજર આવે ! કેહેશે કે "આંગળી આપિયે છિયે ત્યારે પોહોંચો પકડવા જાયછે." જેમ બનવાકાળ હશે તેમ બનશે; પણ મારે તો હવણાં સબુરી પકડવી જોઈયે છેક અધિરાં થવું નહિ. (ઘર પાસેની શેરીભણી નજર કરીને) પેલો પોસ્ટનો સિપાઇ કોના ઘર વિષે પૂછેછે? (બાહાર જાયછે.)

---

# प्रवेश ३ जो.

## स्थल, शेरी.

પોસ્ટનો પટાવાળો—ભીખારીદાસકા ઘર કિધર હે.

જમનાં—પેલું લાંબુ દેખાય, પેલી જેકોરબા નીકળી તે.

જયકુમારી—( અધિરાઈથી ) કેમ ભાઈ ! કોના શિરનામાનો કાગળ છે ?

સિપાઈ—( કાગળ ઉપરનું શિરનામું વાંચેછે. ) ભી—ખા—

જયકુમારી—( હર્ષિત થઈને ) અહો એ તો મારો કાગળ છે. તેના હાથમાંથી એકદમ ઝુંટાવી લેવા જાયછે.

**સિપાઈ**—( ખીજાઈને ) મેરેકુ બાંચને તો દે. દો હરફમેં તેરા હો ગયા !

**જયકુમારી**—ખસુસ એ મેરા હે, તુમ દેર કાયકું કરતે, શિરનામા બાંચના હોય તો તાકીદસેં બાંચકે દો.

**સિપાઈ**—હોતા હેં બાંચુ તો સહી ( વાંચેછે. )બી–ખા–રી–દા–સ ગો–પા–ળ–દા–સ–ને–ઘે–ર–જ–ય–કુ–મા–રી–ને–પો–હોં–ચે. ( જયકુમારીને. ) તેરા નામ જયકુમારી ?

**જયકુમારી**—હા; દો હમકું.

**સિપાઈ**—પેસા તો લેઆઓ, પિછેસેં દેતાહું.

**જયકુમારી**—ઉસકી પર ટિકિટ હે ને પેસા કાયકા !

**સિપાઈ**—કાયકા તે હમેરા ફેરાકા. દુસરા કાયકા ? પૂછ દેખ એ બનિયેકી ઓરતકું. ઉન્ને દિયા કે નહિ. ( તેને બોલાવેછે. ) ઈધર આ, બોલ. તેને મેરા ફેરાકા પેસા દિયા કે નહિ ?

**પડોશણ**—ઓવે જેકારબા મેં તો આલ્યો. મારા એ સુરત જ્યાછે તે આ મહિનામાં ચાર કામના કાગર લખી મોકલ્યા, તેના ચાર પૈસા આ મિયાંભાઈને આલ્યાતા ને આજના કાગરનો એક આલ્યો, ના ચમ કહેવાયજે ?

**સિપાઈ**—દેખ તેરે મ્હોપર, એ બોલતી હે કે નહિ ?

**જયકુમારી**—( ગુસ્સે થઈને ) સરકાર તુમકુ ફેરેકા પગાર દેતા હે. એ ઉસકુ માલુમ નહિ એ તુમકુ દેએગા, મેં તો નહિ દેને વાલી. દેદો હમારા કાગજ.

**સિપાઈ**—હહ ! દેખોને, મેરેકુ ધમકી દેતી હે. ચલ, નહિ દેતા, ક્યા કરેગી તું ? ( જવા માંડેછે. )

**જયકુમારી**—ઠીક હે, અબી દેખો તુમેરા ક્યા હોતા હે, પોસ્ટમાસ્તરકુ સબ હકિકત લીખ ભેજતી હું. ( ચપરાસનો આંક જુવેછે. )

**સિપાઈ**—( મનમાં ) મેરી સાલીકુ સબ માલૂમ હે, કંયુ લિખ ભેજેગી તો ખરાબી હોયગી. ઉસકા કાલા કરો, ( પાછા ફરીને ) લે, લે તેરા કાગજ, મેરી મેહેનતકા રખકે તેરા ભર. ( કાગળ ફેંકેછે. )

**જયકુમારી**—( ખુશીની સાથે ઝીલી લઈને ) મેરા કાગદ દિયા ઉસસેં ક્યા હુવા, ( વાણિયાની સ્ત્રીના ભણી આંગળી કરીને ) ઉસકા જીતના પૈસા લિયાહે ઈતના દેઓગે જદ તુમેરા છૂટકા હોનેવાલા હે.

**પડોશણ**—ઓ જેકારબા ! મારા પાંચ પૈસા એ મિયાં શાબે લીધા છે તે અપાવો.

**જયકુમારી**—અરે જુવોને, પાંશરે પાંશરા મિયાંભાઈ આપેછે તો ઠીક છે. નહિકર પછી શું થાયછે તે તમે જોશો.

**સિપાઈ**—( મનમાં ) સાલી જબરી હે. પેસા નહિ દેઉંગા તો ફજેતી ક-રેગી ( પૈસા કાહાડીને ) લે લે ઉસકાબી, ઈતનેસે મેરા કયા ભરા જાયગા ( જમનાને આપીને જાયછે. )

**જમનાં**—જેકોરબા ! તમે તો કાયદા વાચબ દેખાઓછો, તમે ના હોત તો મારા પૈસા પાછા મળત નહિ. અમે તો ગામડામાં રહિયે છિયે તે શું જાણિયે ? મારા એય તમારા જેટલું તો શીછેલા નથી.

**જયકુમારી**—અરે બાઈ , આવા લોકો કોણ જાણે કેટલાએને ઠગતા હશે. પુરૂષોને ઠગી જાયછે તો પછી સ્ત્રિયોને ઠગે એમાં નવાઈ શી ! ( મન કાગળમાંને કાગળમાં છે પણ પૂછેછે ત્યારે ઉત્તર દીધા વિના ચાલતું નથી. )

**જમનાં**—તારે એક શપાઈ પંધાડે મારી પાહેથી અડધો લેઈ જ્યો તે એમ કે ?

**જયકુમારી**—હેં જમનાં ! કોણ, શા વાસ્તે લઈ ગયો ?

**જમનાં**—ચબુતરાનો કારા દગલા વારો એક શપાઇ આયો, તે કેહે જે આંગણે કચરો ચમ પાડયો છે ? અડધો દંડનો આપ નહિકર હેડ ફોદાર પાહે, મેં કહ્યું જે શેનો ? તારે મને ગારો દીધીને ધમકાવી, ને હું તો બીની ગઇ ને જાણ્યું જે રડયો તાં લેઇ જાય ને તાં જઇને આપવું પડે તેથી આં-ઈથી આપ્યું એટલે દિસ્તુ રહ્યું એમ જાંણી આલ્યો.

**જયકુમારી**—એ તો ! તમે ભૂલ કરી, હશે થયું તે થયુ; હવેથી ચેતતાં રેહેજો. જરા મારે કાગળ વાંચવો છે તેથી હું હવે જાઉંછું, ક્ષમા કરજો હો બાઇ ?

**જમનાં**—જાઓ બાંન, હું પણ ઘેર જાઉંછું. ( જાયછે. )

---

# प्रवेश ४ थो.

## स्थळ, भीखारीदासनुं घर.

**જયકુમારી**—( કાગળ વાંચેછે:— )

### પ્રાણપ્રિયા જયકુમારી !

મેં તમારા નામને એકાએક "પ્રાણપ્રિયા"નું વિશેષણ જોડેલું છે તેથી તમારા મનમાં આ શબ્દની સાથે ક્રોધ ઉત્પન્ન થાય તો તેને વાસ્તે હું પ્રથમથીજ ક્ષમા માગું છું; અને નીચે સર્વ મારા વિચાર જણાવું છું તેથી તમારી ખાતરી થશે કે એવું યોગ્ય વિશેષણ તમારા નામને હું જોડું એમાં કાંઇ અઘટિત અને નવાઈ જેવું નથી.

આ જગતના સુખ દુઃખમાં ભાગ લેવાને મનુષ્યનું જોડું બંધાવાની અગત્ય છે. હું કોણ છું અને મારી સ્થિતિ કેવી છે, એ તમારા જાણવામાં સારી પેઠે છે, માટે આ પ્રસંગે તે વિષે લંબાણ કરવાને ઈચ્છતો નથી, માત્ર એટલુંજ જણાવુંછું કે ઈશ્વરપ્રતાપથી હું ઘણી-ખરી વાતે સુખી છું. આટલા દિવસ સુધી વિદ્યા મેળવવા પછવાડે મેં મારાથી બનતી મેહેનત કરી અને જ્ઞાનનો નિર્મળ ઝરો જે સર્વેને માટે ખુલ્લો છે તેમાંથી મારી શક્તિ પ્રમાણે મેં લાભ મેળવ્યો છે, અને તેના આશ્રયથી મારા કુટુંબનો નિર્વાહ ચાલે એટલું દ્રવ્ય ઉપાર્જન કરવાની મારામાં શક્તિ છે. ધન મેળવવાના રસ્તા ઘણા છે, કેટલાએકોને જોઈયે એવાં સાધન હોતાં નથી, તેથી તેઓને અણચાહ્યે ચાકરી કરવાની અગત્ય પડે છે. પણ ઈશ્વરકૃપાથી મને બધાં વાતનું અનુકૂળ છે તથા મારી પાસે જોઈયે તેવાં સાધન છે, તેથી મારા પિતાનો જે વ્યાપારનો ધંધો છે તે ચાલતો રાખવાનું મેં નક્કી કરયું છે. હું માન્ય કરૂં છું કે હજી સુધી મેં એમાં હાથ ઘાલ્યો નથી, પણ નવા વર્ષથી પિતાજીને આ જંજાળમાંથી મોકળા કરવાનો વિચાર કરયો છે. કેટલાએકોને હું જોઉં છું તે ઉપરથી જાણું છું કે, મારે માથે સઘળું પડશે ત્યારે મારા મનને પ્રસન્ન રાખવાનાં સાધન જો અત્યારથી મેળવી રાખ્યાં હશે તો તે પ્રસંગે કામ આવશે એવું જાણી હવણાં હું એજ ભાંજગડમાં પડેલો છું.

મેં મારી અભ્યાસ કરવાની મેડીમાં એકલાં ઘણાં વર્ષ કાહાડયાં, હવે તેમાં કોઈ બીજા સાથીની અગત્ય છે એમ મારૂં અંતઃકરણ કેહે છે. કામથી કંટાળીને હું એકલો સુખાસન ઉપર નિશ્ચિંતપણે પડતો અને મારી આંખ ભીત ઉપરના તકતા, છબિયો અને નકશા ઉપર પડતી તેથી વિશ્રાંતી મળતી, પણ તે સુખાસનની ખાલી પડતી બીજી જગ્યા હવે કોઈનાથી રોકાયલી જોવાને ઈચ્છું છુ, અને જે આંખ મનુષ્યની કારીગરીના તકતા, છબી અને નકશા ઉપર પડતી તે ઈશ્વરની કારીગરીના શોભાયમાન તકતા, છબી અને નકશા ઉપર પડીને આ-નંદ પામે એવું ઈચ્છું છું. આટલા દિવસ સુધી, સંસાર સાગરને કિનારે ઉભા રહીને, બીજા લોકો પોતાનાં વાહાણ ચલાવતા હતા તે, જોયાં કરયું, તે ઉપરથી માર જાણવામાં આવ્યું કે જેને ગુણિયલસંગી મળેલો હતો તેનું વાહાણ અડચણ વિના ચાલ્યું જતું હતું. મારૂં વાહાણ તોફાની અને વિકટ સંસાર સાગરની અંદર ઝોકાવી દેવાનો અવસર હવે ઘણો પાસે આવ્યો છે, પણ હજી સુધી મને સારો સલાહકાર મળ્યો નથી. ગુણિયલસંગી મળ્યા વિના મારૂં વાહાણ હું કેમ ચલાવી શકું ? મારા પિતાએ તો લાકડે માંકડું વળગાડી દેવાનો ઠરાવ કરયો પણ મારે કેવા પ્રકારનો સંગી જોઈશે તે એ શું જાણે ? મારા મિત્રોની સલાહથી મારો સાથી શોધી કાહાડવાને હું બાહાર નીકળી પડયોછું, પણ બીજો કોઈ ધ્યાનમાં આવતો નથી.

જેને મન માન્ય કરે નહિ તેની સાથે સંબંધ થાય તો પછી મન તેની સાથે કેમ રીઝે ? પ્રિયા જયકુમારી ! ટુંકામાં હું એટલુંજ લખું છું, કે મેં ઘણી ઘણી જગ્યાઓ જોઈ, અને ઘણા ઘણા લોકો દીઠા, પણ છેવટે મારી ખાત્રી થઈ, કે મારી ખોટ તમારા વિના બીજી કોઈ-નાથી પૂરી પડે એવું નથી. ઈશ્વર પાસે માગું છું કે તે મારી આશા પૂર્ણ કરે, અને આ મારી સર્વ વાત તે તમારા મનમાં ઠસાવી તેનો પરિણામ મારા લાભમાં ઉતારે.

મને આશા છે કે તમે મને નિરાશ કરશો નહિ. તમારા પિતાના વિચારથી હું સઘળી વાતે જાણીતો છું તેથી કહી શકું છું કે, તેમના ભણીથી પણ કોઈ પ્રકારે ના થશે નહિ તો અહો પ્રિયા જયકુમારી ! આ કાગળ વાંચી કાંઈ વાર નહિ કરતાં મારી અર્ધાંગના થવાની હાનો કાગળ વેહેલો મોકલજો કે મને આનંદ થાય. જ્યાં સુધી તમારૂં ઉત્તર આવશે નહિ ત્યાં સુધી શું કરવું, તે મને સુઝશે નહિ. જે આંખે તમારૂં પ્રસન્ન મુખ ઘણા દિવસ ઉપર જોયું હતું તે હવે તેને ફરીને સત્વર જોવાને બહુ આતુર છે.

આ મારો કાગળ બંધ કરતી વેળા એક વાત તમને વિદિત કરવાની અગત્ય છે તે એ કે, શેહેરના રામદાસ અને જીવણદાસના ઘરની કન્યાઓમાંથી એકની સાથે મારૂં લગ્ન કરવાનો મારાં માતા પિતાનો વિચાર છે તે પ્રમાણે થાય નહિ માટે મને બાહાર નીકળવાની અગત્ય પડી છે. તમારા વિના બીજા કોઈની સાથે મારૂં મન મળનાર નથી અને મેળવનાર પણ નથી; તોપણ કદાચિત હું મારા મિત્રોની સાહાય છતાં મારા વિચારમાં પાર પડવાને સમર્થ થાઉં નહિ તો (ઈશ્વર કરે ને એમ ના થાય) મારા ઠરાવથી તમને અડચણ કરવાને હું ઈચ્છતો નથી; ઘણું કરીને તો એમ થનાર નથી, પણ સંભવ છે. અને જો એમ બન્યું તો તમને સુખી થયેલાં જોઇને પ્રસન્ન રહીશ.

આશા છે કે મારા વિના આવા પ્રકારની તમારા પ્રત્યે બીજા કોઈની માગણી થઈ નહિ હોય. પણ કદાપિ એમ થયું હોય અને કોઈ બીજાની સાથે તમારૂં મન જોડાયું હોય તો મારા ભણીથી થયેલા આ મ્હોટા અવિવેક અને અપરાધની ક્ષમા મળવાની વિનતિ કરૂં છું.

મને મારૂં અંતઃકરણ અંદરથી ઉલ્લાસની વધામણી આપે છે તેથી આપણો પવિત્ર સંબંધ થવામાં ઈશ્વરકૃપાથી કાંઈ વિઘ્ન પડશે નહિ એવી આશા રાખું છું.

તમારા પિતાજીને મારા પ્રણામ કેહેજો."

મુંબઈ ચૈત્ર વદી. ૭ } લ૦ તમારા પ્રેમનો અભિલાષી.

**પ્રાણલાલ સુખલાલ.**

(વાંચી રહ્યા પછી) **શાલિની છંદ.**

શું આ દેખું, દિન કે રાત આજે? જાગું છું કે, ઉંઘમાં જીવ રાજે,
વાંચ્યો સ્વપ્ને, પત્ર પ્રેમી સખાનો, કે એ સાચો, હાથમાં દેખું શાનો? ૧
પ્રેમી પોતે, પ્રાણને જેહ ભાવ્યો, એ શું આજે, ઉંઘમાં યાદ આવ્યો?
શું એ કે'છે, સ્વામિ મારો થવાનું; રૂડું મોતી, રંક સાથે જવાનું. ૨
રંગીલા! તું રંગ કેવા કરેછે, બ્રાન્તિ રાખી, કો તણી થૈ ગણેછે;
આવો સારો, સદ્ગુણી પ્રિય મૂકી, બીજો જોવા, જૈશ હું કેમ ચૂકી. ૩
આવી આજે, પ્રાણ તું બેશ પાસે, પૂછું તેથી, દૂર તે કેમ નાસે?
મૂર્ખી કેવી, છે નહિ પાસ મારી, તો શું ફાંફાં, હું રઢી મૂઢ મારી. ૪
આ તે શું છે! રે બની કેમ ઘેલી, હૈયે હર્ખી, તર્કના ખેલ ખેલી;
એ તો પ્યારે, પાઠવ્યો પત્ર આજે. દેખું દૃષ્ટે, શા કરૂં તર્ક આ જે. ૫

**ભીખારીદાસ**—(પાસે આવીને) કેમ બેહેન! એવો તે કેનો કાગળ છે કે, આવડી બધી વિચારમાં પડી છે?

**જયકુમારી**—(શરમાઈ જઈને) પિતાજી! એ કાગળમાં એવા શુભ અને આનંદ ઉપજાવનારા સમાચાર છે, કે જેથી મને તો ખુશી થાય અને હું વિ-

ચારમય બની જાઉં એમાં નવાઈ નથી, પણ તમે સાંભળો તો તમને પણ એમ થયા વિના રેહે નહિ. મને તો લાગેછે કે મારા કરતાં તમારા ઉપર એની અસર વધારે થાય. પિતાજી! કેવી ખુશીની ખબર? પરમેશ્વરે આપણા ઉપર કેવી દયા કરી! ઓ! હો! એણે હવે આપણી સ્થિતિ કેવી સુધારી દેવા માંડી! પિતાજી, આ કાગળ પ્રાણલાલ શેઠનો છે, એમણે તમને પ્રણામ કેહેવાનું લખ્યું છે.

**ભીખારીદાસ**—( પ્રાણલાલે હુંડી મોકલી હોય એવું સમજીને ) ભલો સદ્ગૃહસ્થ, આપણી ચિન્તા એ બહુ રાખેછે, એનાજ આશ્રયથી આપણી સ્થિતિ બદલાવા માંડી છે. એ નહોત તો કન્યાશાળાનું કામ ચલાવવાને તું યોગ્ય થાત નહિ. અને રૂ ૪૦) નો મહિનો પણ તને કોઈ કાળે મળત નહિ; કેમ વારૂ, એમણે કાંઈ મોકલ્યું છે કે શું?

**જયકુમારી**—મોકલ્યું તો કાંઈ નથી. પણ પોતે આપણા થવા ઇચ્છેછે.

**ભીખારીદાસ**—( બરોબર સમજાયું નહિ તેથી ) હેં આપણા થવા ઇચ્છેછે એટલે?

**જયકુમારી**—વાત તો અસંભવિત લાગે એવી છે. પણ પ્રાણલાલ પોતેજ લખેછે એટલે સંભવિત છે એવું માનવુંજ જોઈયે, પિતાજી! પ્રાણલાલ શેઠ કુંવારા છે તે તો તમે જાણોછો, નહિ વારૂ?

**ભીખારીદાસ**—હા. ને વળી કન્યાના શોધને માટેજ પોતે મુંબઇ ગયાછે. કેમ વારૂ, એ વિષે એમણે કાંઇ લખ્યું છે કે શું?

**જયકુમારી**—એમની ઇચ્છા પ્રમાણે કોઈ મળ્યું નથી.

**ભીખારીદાસ**—( કાંઈ સમજવામાં આવ્યાથી ) વાત તો અસંભવિત લાગેછે પણ પ્રાણલાલ જો ધારે ને તારી સાથે યોગ આવી જાય તો સારૂં; પણ મને નથી લાગતું કે એમની ઇચ્છા હોય તોપણ એમનાં માબાપ હા કેહે.

**જયકુમારી**—એજ વિષયનો કાગળ છે, જો તમારી આજ્ઞા હોય અને મારી ઇચ્છા હોય તો પોતે તો બંધાઈ ચૂકયા છે.

**ભીખારીદાસ** ( સાનંદાશ્ચર્યથી ) મારીઆજ્ઞા અને તારી ઇચ્છા હોય એમાં નવાઈ શી? ઈશ્વરે એટલે સુધી આરે આણ્યું, અને પાર પાડે ત્યારે તો એણે આટલી બધી કૃપામાં એ પણ એક મ્હોટો ઉમેરો કરયો ગણાય. એની ઈચ્છા હોય તો ગમે તેવું ના બને એવું કાર્ય હોય તો પણ તે સિદ્ધ થાય. ઈશ્વર તેને આવા શુભ કામમાં સાહાય્ય થાઓ. એવો મારો આશીર્વાદ છે.

**જયકુમારી**—તમારી આગળની સારી સ્થિતિનો અનુભવ તો તમને હોય તે ખરો, પણ થોડા વર્ષથી જે આપણે સોસ્યું છે, તે મને ઘણું સાંભ-

રેછે. હવે કૃપાળુ ઇશ્વિરે આપણુને સાહાય્ય કરવા માંડી છે; તેની ઇચ્છાથી આ શુભ કામ પૂર્ણ થશે એવું મારા અંતઃકરણમાં આવેછે.

**ભીખારીદાસ**—હા, મને પણ એમજ ભાસેછે. આજે તું પ્રાણુલાલને હાનો ઉત્તર લખે તો સારૂં કે, કાલની ટપાલમાં કાગળ મોકલાય.

**જયકુમારી**—ખરી વાત પિતાજી હું લખું છું. ( કાગળ લખવા જાયછે. )

---

# अंक ५ मो.

## प्रवेश १ लो.

### स्थळ, कन्याशाळा.

મોતીલાલ, છોટાલાલ અને જયકુમારી.

**મોતીલાલ** —( છોટાલાલને આવતા જોઈને ) આવો છોટાભાઈ સાહેબ.

**છોટાલાલ**—હાજી, કેમ, જયકુમારી હજી સુધી આવ્યાં નથી કે શું ?

**મોતીલાલ**—સમય થયો નથી; હવણાં આવશે. જયકુમારીની હોંશિયારી સુખલાલના જાણવામાં આવે એટલા માટે એમને આજે અહિ આવવા સારૂ હું જાતે જઇને વિનતિ કરી આવ્યો છું, કે, અમારી કન્યાશાળામાં મ્હોટી સભા ભરાવાની છે, તે વેળાએ છોકરિયોની પરીક્ષા લઇને ઈનામ આપવામાં આવશે અને ઘણા સદ્ગૃહસ્થો પધારશે માટે આપને પણ આવવું જોઇયે. એમણે આવવાની હા કહી છે. જોઈયે હવે એમના મનમાં કેવો વિચાર ઉપજેછે. પ્રાણુલાલની ઇચ્છા તો પ્રથમના કાગળથીજ આપણા જાણવામાં આવી હતી, પણ આ કાગળથી તો ખાતરી થઈ, એટલે હવે અગાઉથી યુક્તિ કરી રાખવી જોઇયે, કે એ આવે ત્યારે વ્યવસ્થા કરવાની રેહે નહિ.

**છોટાલાલ**—ઘણી સારી યુક્તિ; મારા ઘરમાંથી, એક બે દિવસમાં અહિ પરીક્ષા લેવા આવવાનો વિચાર છે, તે અવસરે બીજી કેટલીએક કુલીન સ્રિયોની સાથે ચંદ્રભાગા પણ આવે એમ કરીશું એટલે જયકુમારી વિષેની એમના મન ઉપર પણ ઘણી સારી અસર થશે.

**મોતીલાલ**—એ પણ ઠીક. ( જયકુમારીને આવતી જોઈને ) પેલાં જયકુમારી આવે. ( એક બીજાને આદરમાન આપ્યા પછી જયકુમારી બેસેછે. )

**છોટાલાલ**—જયકુમારી ! પ્રાણલાલનો પ્રેમ તમારી સાથે બંધાયો તેથી અમે ઘણા પ્રસન્ન થયા.

**જયકુમારી**—કેમ વારૂં ? એ વિષેની આપને સૂચના મળી છે કે શું ?

**છોટાલાલ**—હા; જે તિથિએ તમારા ઉપર એમણે પત્ર લખ્યું તેજ તિથિએ અમારા ઉપર લખ્યું છે. લ્યો આ રહ્યું.

**જયકુમારી**—(વાંચેછે ):—

મારા પરમપ્રિય મિત્રો.

મારા પ્રથમના પત્ર ઉપરથી સઘળા સમાચાર તમારા જાણવામાં આવ્યા હશે. તેમજ મારૂં વલણ જયકુમારીના ભણી થયેલું છે તે પણ તમે જાણ્યું હશે. મને એના જેવી બીજી કોઈ મળવાની નથી અને કદાચિત્‌ને ખુણે ખોચલેથી કોઈ મળી આવે, પણ જયકુમારીના જેટલી છત તેમાં ભાગ્યેજ હોય. આપણા લોકો ઉધા થઈને કુળ ઉપર પડેછે, તો જયકુમારી કાંઈ નીચા કુળની નથી. કંગાલ સ્થિતિ થયે ગામ તજીને એનો બાપ ત્યાં આવીને વશ્યો તો શું થયું ? ધનવાન ગરીબ થાય, અને ગરીબ ધનવાન થાય એમાં શું ? કદાચિત્‌ને એની ગરીબસ્થિતિ ઉપરથી નીચ કુળની એને ગણે તોપણ કાંઈ ચિન્તા નથી; નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે:—

વિષથી પણ અમૃત ગ્રહો, કંચન પણ પડ્યું કીચ;
વિદ્યા પણ નીચાથકી, નારૂ રત્ન કુળ નીચ.

જયકુમારીનું મૂલ્ય રત્ન કરતાં પણ વધારે છે, તો એને મારી પોતાની કરવાને હું અયોગ્ય સમજતો નથી. એની મરજી જોવાને આજે મે પત્ર લખ્યું છે. મને લાગેછે કે એ જો બીજાકોઈની થવાને બંધાઈ નહિ હોય તો ના નહિ લખે; તેમજ એના પિતા એને આજ્ઞા આપવાને ચૂકશે પણ નહિ. મારા પ્રથમના પત્રમાં લખ્યા પ્રમાણે તમારે સંભાળ રાખવાની માત્ર એટલીજ છે કે, પેલા રામદાસની છોકરીનો ઠરાવ થઈ જાય નહિ. વળી જયકુમારીની ઈચ્છા હોય અને તમને યોગ્ય લાગે તો મારા પિતાને સમજાવીને આપણી પક્ષમાં લેવાને યત્ન કરશો. જયકુમારીની કુશળતા એમના જાણવામાં આવશે અને તમે એમને યુક્તિબંધ સમજાવશો તો તમારા મુખરપણા આગળ એમનું કાંઈ ચાલશે નહિ. અને છેવટે માન્ય કરશે, કેમકે સ્ત્રીના કરતાં પુરૂષને ઘણી હઠ હોતી નથી અને ખરી વાત ગળે ઉતરે તો તેને માન્ય કર્યા વિના ચાલે નહિ. આ વિષે તમારો ઉત્તર આવશે ત્યારેજ હું મુંબઈ છોડીને ત્યાં આવવા નીકળીશ.

સૌ૦ મદનમોહના અને વિજયાકુમારીને આશીર્વાદ.

| | |
|---|---|
| મુ૦ મુંબઈ. | લ૦ તમારા દર્શનનો અભિલાષી. |
| ચૈત્ર શુદ ૭. | **પ્રાણલાલ સુખલાલ.** |

**જયકુમારી**—(પત્ર પાછો આપતાં હરખાઈને) ઈશ્વરેચ્છાથી જો બની આવે તો મારા જેવી બીજી ઓછીજ સુખી ગણાય.

**મોતીલાલ**—હાજ તો; પણ એ વિષેની ચિન્તા તમારે રાખવી નહિ. અમે અમારાથી બનતો યત્ન કરીશું. (છોટાલાલને) ભાઈ ! સભા ભરવાને જે

ખંડ ઠરાવ્યો છે તેમાં બધા ગૃહસ્થો તો ભરાયાછે પણ સુખલાલ હજી સુધી આવ્યા નથી. (રસ્તા ભણી જુવેછે) અરે ! એ પણ પેલા આવે; ચાલો હવે આપણે ત્યાં જઈયે. (જયકુમારીને) છોકરિયો તો બધી હાજર છે, નહિ વારું ?

**જયકુમારી**—હાજી; અને તેઓને વર્ગ પ્રમાણે ત્યાં બેસારી છે. ચાલો હવે આપણે જઈયે. (બધાં જાયછે.)

---

# प्रवेश २ जो.

**નગરશેઠ (પ્રમુખ), કલેક્ટર, જજ્જ, આસિસ્ટંટ જજ્જ, ડેપ્યુટી કલેક્ટર, તેમની મડમો, સુખલાલ, શેહેર શેજદાર, મોતીલાલ, છોટાલાલ, જયકુમારી, બીજા કેટલાક દેશી તથા યુરોપિયન ગૃહસ્થો અને સ્ત્રિયો.**

**મોતીલાલ**—(ઘડિયાળમાં જોયા પછી ખુરશી ઉપરથી ઉઠીને) સભાનું કામ ચલાવવાનો સમય થયો માટે હવે નગરશેઠ સાહેબે સભાપતિની ખુરશિયે બિરાજી સભાને માન આપવું.

**નગરશેઠ**—(આભારની સાથે પ્રમુખસ્થાને બિરાજેછે, અને પછી ઉઠીને.)

ગૃહસ્થો !

આ સમયનો રળિયામણો દેખાવ મારી નજરે પડેછે તે જોઈને મારું હૃદય આનંદથી ઉભરાઈ જાયછે, અને આ ન્હાની બાળકિયો ભણી નજર કરૂંછું ત્યારે મારૂં મન અત્યાનંદ પામેછે. આજે સવારમાં એઓની પરીક્ષા લેવામાં આવી તે અવસરે હું હાજર હતો, તેથી કહી શકુંછું કે છોકરાઓની જે નિશાળોમાં જે કેળવણી આપવામાં આવેછે, તેના કરતાં આપણી કન્યાશાળા જાય એવી નથી. સ્ત્રીશિક્ષક નહિ મળવાના કારણથી મ્હોટી વયની છોકરિયોને ધારા પ્રમાણે નિશાળ છોડી જવાની રજા આપવામાં આવતી હતી; પણ જ્યારથી જયકુમારિયે શીખવવાનું કામ પોતાને સ્વાધીન લીધું ત્યારથી શીખવવાની રીત ભાતમાં જે સુધારો કર્યો છે તે પરીક્ષકોના જોવામાં સારી પેઠે આવ્યો છે. અહિ બિરાજેલા ગૃહસ્થોનો વધારે કાળ ગત થાય નહિ માટે આ પ્રસંગે, માત્ર થોડું થોડું વંચાવ્યા પછી ભૂગોળ, ઈતિહાસ આદિકનાં થોડાં પ્રશ્ન પૂછવામાં આવશે; તથા બાળકિયો કેવી સુસ્વરે કવિતા અસરકારક ગાયછે, તે પણ તેઓ ગાઈ સંભળાવશે તેથી સર્વેના જાણવામાં આવશે. વળી તેઓ ઉન અને રેશમનું ભરત કેવું સારૂં ભરેછે તથા કેવું સારૂં શીવે ઓટેછે તે તેમની પાસે નમુના છે તે જોવાથી જણા-

શે. ટૂંકામાં એટલુંજ કહુંછું કે ગયા વર્ષની વાર્ષિક પરીક્ષાની સાથે હાલનીનો મુકાબલો કરતાં ઘણોજ સુધારો થયેલો નજર આવેછે, અને આશા છે કે, જેમ મુદત થતી જશે તેમ, વધારે સુધારો થયેલો જોવામાં આવશે.

વધારે ખુશી થવાની એક વાત એ છે કે કેટલાક વેહેમી લોકો, સ્ત્રી કેળવણીની વિરૂદ્ધમાં હતા, તેમના હૃદયમાં ઉતારવાને માટે પ્રાણલાલ અને મોતીલાલે દાખલા દલીલોથી અસરકારક ભાષણો કર્યાં હતાં; તેથી હવે તે લોકો પોતાની છોકરિયોને નિશાળે મોકલવાને કોઈ પ્રકારનો શક આણતા નથી. જે શાસ્ત્રિયો, પુરાણિયો અને શેઠ સાહુકારો સભામાં નિત્ય વિરૂદ્ધ વિચાર જાહેર કરતા હતા, તેમની છોકરિયો હવે ભણવાને આવેછે.

આથી કરીને આપણી બન્ને નિશાળોમાં થઇને થોડી વારમાં ૨૫૦ છોકરિયોનો વધારો થયોછે. આપણી સંસારી સ્થિતિમાં સુધારો કરવાનું મુખ્ય સાધન સ્ત્રીકેળવણી છે અને તેથી કરીને જેઓ એ કામમાં ઉત્સાહથી યત્ન કરેછે તેઓના ઉપકાર વિષે મારા મનમાં ઘણું આવેછે. મોતીલાલ અને પ્રાણલાલે કેટલી મેહેનત કરીછે અને કરેછે તે હું સારીપેઠે જાણુંછું, માટે આ પ્રસંગે અંતઃકરણપૂર્વક તેમનો આભાર માનીને બેસવાની આજ્ઞા લઉછું.

**મોતીલાલ**—( પ્રમુખને ) હવે આપણે વંચાવવાનું કામ શરૂ કરવું જોઈયે. ( વંચાવી રહ્યા પછી ) ભૂગોળ, ઈતિહાસ આદિ લઈ સામાન્ય જ્ઞાન વિષેના પ્રશ્ન પૂછયા પછી. (જયકુમારીને) જયકુમારી ! કાંઈ સારી કવિતા ગવરાવો.

**જયકુમારી**—( ઉભી થઈને ગવરાવેછે અને છોકરિયો ઝીલેછે. )

( સ્વયંવરવિષે ગરબી. )

" મોહનજિયે મોકલ્યુંરે મોસાળું " એ રાગની.  
બાલકડીનો બાળજોરે બળાપો,  
લાડકડીનો બાળજોરે બળાપો;  
સ્વયંવરથી ઉંધો ધારો કાપો,  
બાલકડીનો બાળજોરે બળાપો, લાડકડીનો. ટેક.  
મ્હોટા ને છોટા મતલબ માટે,  
વેચે પુત્રીને પૈસા સાટે. બાલકડીનો. ૧  
જણવ્યું શાસ્ત્રમાં શું તે ન જુવે,  
પ્યારી પુત્રીનાં સૌ સુખ ખુવે. બાલકડીનો. ૨  
જગમાં બીજા ઘણા ઉંધા જોયા,  
ખોટા કુળવાળા પર બહુ મોહ્યા. બાલકડીનો. ૩

વીસનો વિવેકી વર મૂકી,
આપે કન્યા એંશીનાને ચૂકી. બાલકડીનો. ૪
બેસે બે દિન વરને તે જોતી,
ત્રીજી રાતે આવે ઘેર રોતી. બાલકડીનો. ૫
બાર વર્ષની બાળા બિચારી,
મૂર્ખ બાળને દઈ નાંખે મારી. બાલકડીનો. ૬
ઉંધા, બુદ્ધિહીન વર આણી,
દુઃખ દરિયે નાંખે પુત્રી શાણી. બાલકડીનો. ૭
પ્રેમી પિતા કેમ એને કે'વો,
ભાઈ હોય તો કાળના જેવો. બાલકડીનો. ૮
અસલી રીતો આજે મન આણો,
પ્યારી પુત્રીનાં જો દુઃખ જાણો. બાલકડીનો. ૯
સીતા રૂક્મિણી ને દમયંતી,
એ બા વર શોધવા થઇ ખંતી. બાલકડીનો. ૧૦
આવી રીતો તે ઉંચી મૂકી,
કેમ હક લ્યો અમારા ખુંચી. બાલકડીનો. ૧૧
હવે સઘળું ક્યાં સુધી સહિયે,
કો'ને દુઃખ કોઆગળ જઈ કહિયે. બાલકડીનો. ૧૨
શાણીને તો શાણો વર સોઈયે;
શાણા વરને શાણી કન્યા જોઇયે. બાલકડીનો. ૧૩
મૂર્ખો આણી શાણી માથે મારો,
શાણો મૂર્ખી વરે એ શો ધારો ? બાલકડીનો. ૧૪
મીઠાઈમાં મીઠું કેમ ભળશે ?
ભળશે તો સારો સ્વાદ ટળશે. બાલકડીનો. ૧૫
સંસારી બીજી બહુ એક ચીજો,
મન માનતી આણીને રીજો. બાલકડીનો. ૧૬
ત્યારે કેમ આ વાતમાં ઉંધા.
કજોડે જાય કયમ દિન સૂધા. બાલકડીનો. ૧૭
રીતિ કેવી યુરોપમાં ચાલે,
સ્વયંવર જોડું સુખે મા'લે, બાલકડીનો. ૧૮
આમાં કરવાની છે ન નવાઈ,
અસલી રીતિ આણો પિતા ભાઈ. બાલકડીનો. ૧૯

થાય સુખી જોડું એમ કરજો,
જયકુમારીનું કાને ધરજો. બાલકડીનો. ૨૦

**કલેક્ટર**—વાહ ! વાહ ! કેવા સારા ગાયા છે ને ગવરાવ્યા છે. દેશી લોકોમાં આવા રીત કહાડેલા આજેજ જોવામાં આવ્યા.

**જજ**—બોત બોત ખુશીકી બાત, અબી જો અચ્છા ફેરફાર નજર આતાહે એ, બોત કરકે એ લડકી જયકુમારીસે હુવાહે. તુમેરી ઓરત લોક શીખાનેકા કામ શિર પર નહિ રખતી ઓર—ઐસા જમાવકે દરમિયાન આનેમેં હલકા સમજતી હૈ, બટ—ઉને ઐસા દિલમેં કુછ નૈ રખા ઉસસે હમ એ લડકી પર બોત ખુશ હુવે હે. સબબ ( ખુંજામાંથી સોનાનું ઘડિયાળ કાહાડીને ) જયકુમારી ! હમ તુમકું ઘડિયાળ બખશીસ દેતાહું, સો મેેરી નિશાની કરકે કબુલ રખના. ( જયકુમારીને આપેછે. )

**જયકુમારી**—( લઇને ) સાહેબ ! આપને મેરેકું અચ્છે અચ્છે લોકમેં શોભા દીઇ ઉસસેં આપકા બોત એહશાન માનતીહું.

**નગરશેઠ**—આ હું એક બાંટ આપુંછું તે પણ માન્ય રાખશો. ( ધરેછે )

**જયકુમારી**—શેઠજી ! હું આભારની સાથે માન્ય કરૂંછું. ( ઉભી થઇને લેછે)

**જજ સાહેબની મેડમ**—( જયકુમારી બેસવા જતી હતી તેને પાતે ઉઠી ) ઇધર આકે હમેરી પાસ બેઠો.

**જયકુમારી**—( પાસેની ખુરશિયે બેશીને ) મેડમ સાહેબ આપકા મિજાજ તો અચ્છા હે ?

**મેડમ**—અચ્છાહે. તુમકું દેખકે હમ બોત ખુશ હુએ. ફુરસદકા વખ્ત તુમ હમકું લીખ ભેજેગા તો હમ તુમકું લેનેકું ગાડી ભેજુંગી આના મેરે બંગલે, બાતાં કરકે પિછા જાના. તુમેરી સાથ બાત કરનેકું હમકું અચ્છા લગતા હે.

**જયકુમારી**—અચ્છા મેડમ સાહેબ, કોઈ દિન મેં આપકી હજુર આઉંગી.

( છોકરિયોને, ઓરણાં, ચાળીખંડ, રેંજા, પુસ્તકો વગેરેનાં ઇનામ વેંહેંચ્યા પછી સભા વિસરજન થઇ.)

---

# प्रवेश ३ जो.

## મોતીલાલ, સુખલાલ અને છોટાલાલ.

**મોતીલાલ**—( છોટાલાલ તથા સુખલાલને ) સાહેબ ! આપણે બધા સંગાથે જઇશું જરા બેસો. હું આ બધો સામાન મૂકાવું. પછી આપણે જઈયે. ( સામાન મૂકાવેછે.)

**છોટાલાલ**—( સુખલાલની પાસે ખુરશી પડી હતી તે ઉપર બેશીને ) કેમ સાહેબ! છોકરિયોએ કેવું ગાયું ?

**સુખલાલ**—વાહ ! એઓના મઝાના ગાયનથી મારી તો આંખો મિંચાઈ ગઇ હતી. ગવરાવ્યું એ મેહેતીજી છે કે ?

**છોટાલાલ**—હાજી. એ બહુ હોંશિયાર છે, એના જેવી બીજી મારા જોવામાં તો કોઈ આવી નથી. આપણા આ મોતીભાઇની વહૂ જ્યાં ત્યાં પંકાયછે તેમના કરતાં પણ આ કામ તો જાદું છે.

**મોતીલાલ**—અહ, એમાં ને આમાં તો ઘણો ફેર. કદાચિત્‌ને વિજયાકુમારી એની બરાબરી કરી શકે.

**સુખલાલ**—શું છોટાભાઇની વહૂ પણ આવાં ભણેલાં છે ?

**મોતીલાલ**—હાજી. ભણ્યા વિના સદ્‌ગુણ આવતા નથી, ને તમે કોઈ કોઈ વારે સભામાં આવતા તેથી તમારા જાણવામાં આવ્યું હશે. ભણેલી સ્ત્રી હોય તો તેનો આપણને બહુ આશ્રય મળેછે. મને અને છોટાભાઇને અમારા ઘર વિષેની વ્યવસ્થા કરવા વિષેની તો અગત્ય પડતીજ નથી. સ્ત્રિયો તેમની મેળે કૂટ્યાં કરેછે. ઘરની વ્યવસ્થા કરવી એ કાંઈ સેહેલું કામ નથી.

**સુખલાલ**—એ વાત તો ખરી. ડાહી બાયડી હોય તો તેના ધણીને ઘણું સુખ મળે. તેને નિત્ય રાજી રાખે. તમારી બંનેની વહૂઓ ડાહી છે એવું જાણી હું ઘણો ખુશી થયો. હા, હા, હવે મને સાંભર્યું. તમે પરણ્યા ત્યારે તમારી બંનેની વાત થતી હતી તો ! આપણા શેહેરમાં સારે ઠેકાણે તમારો વિવાહ થયેલો તમે ઉત્રાડા પડીને તોડયો ને સુરત જઇને પરણી આવ્યા. તમે મુંબઇ ગયા ત્યારે તમારા મામાએ વિવાહ કરી મૂક્યો હતો, ને તમે તેને ઘેર પરણ્યા નહિ તેથી સુરત જાનમાં પોતે નોહોતા આવ્યા તો ?

**મોતીલાલ**—હાજી, અને એ કન્યા કેઈ તે આપે જાણ્યું ?

**સુખલાલ**—હા, હા, મારા ન્હાના સાળા વેહેરે પરણી છે તે; સાંભર્યું હવે મને; પણ એ ઘણી વડકારી છે. જડાવનાં કંકન કરાવવાને બદલે મારા સાળાએ સાદાં કરાવ્યાં તે સારૂ ત્રણ દિવસ સુધી ખાધું નહિ, ને લડ લડ કર્યું, અને પછી અફીણ ઘોળીને પીવા ઉભી થઈ હતી. એના ભવાડા તો હજી થયાં કરેછે.

**મોતીલાલ**—હું કેવો ભાગ્યશાળી. શેઠજી, એને વેહેરે હું પરણ્યો હોત તો મારી પણ એવીજ વલે થાત કે !

**સુખલાલ**--હાસ્તો. હવે મારા સમજવામાં આવ્યું કે તમે પસંદ કરીને પરણ્યા તે ઘણું સારૂં કર્યું. પણ આ જયકુમારી તે કોની છોકરી?

**મોતીલાલ**--એનો બાપ અહિનો વતની નથી. એ આગળ તો ધનવાન હતો, પણ જયકુમારીના દાદાએ બધું ઊડાડી દીધું તેથી ઘર વેચીને અહિ આવી રહ્યાછે.

**છોટાલાલ**--વડોદરામાં ગોપાળદાસની નામાંકિત પેહેડી ગણાતી હતી ને જયકુમારીનો દાદો થાય.

**મોતીલાલ**--વારા ફેરા છે; પણ હાલ તો જયકુમારીનાથી તેનો નિર્વાહ ચાલેછે. એને અહિયાંથી રૂ. ૪૦) નો પગાર મળેછે, ને છોટાભાઇની છોકરીને બબ્બે ઘડી ભણાવેછે તેથી એ ભાઈ રૂ. ૨૦) નો મહિનો આપેછે.

**સુખલાલ**--હેં! એવી કમાઉ અને ડાહી છોકરી છે? વારૂં એને ક્યાં પરણાવી છે?

**મોતીલાલ**--એનો ઉત્તર આપતા પેહેલાં, હું આપને એક પ્રશ્ન પૂછુંછું કે જે જેવું હોય તેને તેવું મળે તો ઠીક કે નહિ?

**સુખલાલ**--એમાં શો સંશય. તમને એને સારી કન્યાઓ મળી તેથી તમે આનંદમાં દાહાડા કાહાડોછો, ને મારો પ્રાણલાલ અહિથી તહિ ભટકતો ફરેછે, ને પરણવાની ના કેહેછે.

**મોતીલાલ**--જયકુમારીની હોંશિયારી તો તમારા જાણવામાં આવી; હવે કોહો. એને જોઇયે એવો આખા અમદાવાદમાં કોઈ સારો વર છે?

**સુખલાલ**--તમારા ને એના જેવો ભણેલો તો કોઈ હોય એવું મને લાગતું નથી.

**મોતીલાલ**--ત્યારે એવો મળ્યા વિના એ કેમ પરણે? આપણે એક ચાકર રાખવો હોય છે તો કેટલી બધી ચોકશી કરીને રાખિયે છિયે, તો જેની સાથે આપણો બધો જન્મારો કાહાડવાનો રહ્યો, તેને, સારી પેઠે વિચાર કર્યા વિના, અને તેના ગુણ દોષ જાણ્યા વિના, પસંદ કરિયે તો તમારા ન્હાના સાળાના જેવી વલે થાય કે નહિ?

**સુખલાલ**--ખરી વાત ભાઈ, થાય. ત્યારે જયકુમારી આવડી મ્હોટી થઈ છતાં એટલા માટેજ નથી પરણી કે?

**છોટાલાલ**--એજ કારણ છે. વાતનો પ્રસંગ આવ્યો ત્યારે હવે મારે ખુલ્લું કરીને કેહેવું પડેછે કે, રામદાસના ઘરની છોકરી સાથે પ્રાણલાલનો વિવાહ કરવાની વાત તમે કાહાડી તેથીજ પ્રાણલાલને મુંબઈ જવાનો વિચાર કરવાની અગત્ય પડી છે.

**મોતીલાલ**—આવા સુઘડ, સુજ્ઞ અને વિદ્વાન્ પ્રાણલાલને એક નઠારૂં ઝાંખરૂં વળગાડો તે એમને કેમ પસંદ આવે? અમે બધા મિત્ર ઘણી ખરી વાતમાં સરખા સુખી છિયે, પણ સ્ત્રીનું અમને જેવું સુખ છે તેવુંજ અમારા પ્રિય મિત્રને થયું નથી ત્યાં સુધી અમે તથા એ ઘણા શોકાતુર રેહેવાના. હવે તો કોઈ યોગ્ય સ્ત્રીની સાથે એમનું લગ્ન થયેલું જોવાને અમે ઘણા આતુર છિયે. દેશાચાલ પ્રમાણે આવી વાત પ્રાણલાલથી મ્હોડે ચડીને તમને કેમ કેહેવાય વારૂં? તમે સમજુ છો માટે આ વિષે તો તમારેજ વિચાર કરવો જોઇયે. જયકુમારીની મા એક સાધારણ સ્ત્રી છતાં પોતાની છોકરીને શીખામણ દેતી ગઇ છે કે "તારા જેવો કોઇ યોગ્ય વર મળે તેનીજ સાથે તું લગ્ન કરજે." એ બિચારીને હજી સુધી કોઇ એવો મળ્યો નથી તેથીજ બેશી રહી છે.

**સુખલાલ**—એને મા નથી કે?

**મોતીલાલ**—ના જી. તેથીજ કરીને ઘરનું બધું કામ એને માથે પડયું છે, પણ તે એવી ધૈર્યતાથી ચલાવેછે કે આપણે જોઇને દંગ થઈ જઇયે, ને વળી પાછી નોકરી પણ સંભાળેછે.

**સુખલાલ**—સાબાશ. મારા પ્રાણલાલને તો કોઈ એવી વહૂ જોઈયે.

**મોતીલાલ**—હાજી, ખરી વાત કહી.

**છોટાલાલ**—રંગ છે શેઠજી, બહુ સારો વિચાર.

**સુખલાલ**—મને જયકુમારીની સાથે વાત કરવાનું બહુ મન થાય છે, જરા એને અહિં બોલાવશો?

**મોતીલાલ**—હાજી (બીજા ખંડમાંથી જયકુમારીને બોલાવી આણેછે.)

**જયકુમારી**—(પ્રવેશ કરતાં સુખલાલને) આપ મુરબ્બીને વંદન કરૂંછું. પગે લાગેછે.)

**સુખલાલ**—તમારૂં કલ્યાણ થાઓ. તમારૂં ડાહાપણ જોઈને હું બહુ ખુશી થયો, તમે ન્હાની ઉંમરમાં આટલું બધું ક્યાંથી શીખ્યાં?

**જયકુમારી**—બીજાંની સાથે મુકાબલો કરતાં હું કશા માત્રમાં નથી. મારાં માબાપ પસેથી હું કંઈક શીખીછું પણ મુરબ્બીજી તમારા પ્રાણલાલનો ઉપકાર જન્મ પર્યંત હું વીસરનાર નથી; ઝબારની દુકાનમાં પ્રથમ મને મળ્યા ત્યારથી તે આજ દિન સુધી એમણે મારી તથા મારા કુટુંબની સંભાળ રાખી છે. ધન્ય છે તમને કે તમારે એવા સુજ્ઞ પુત્ર છે!

**સુખલાલ**—(વાત સાંભળી ખુશી થઇને) ત્યારે તમારે ને પ્રાણલાલને તો ઘણા દિવસનું ઓળખાણ દેખાયછે!

**જયકુમારી** —હા, સ—જી.

**સુખલાલ**—( વાત કરતાં કરતાં મ્હો સારીપેઠે નિહાળીને જોયા પછી ) જયકુમારી! તમારા જેવી કન્યા મારા પ્રાણુલાલને મળે તો હું બહુ રાજી થાઉં. હું આજે અહિ આવ્યો તેથી આ બધું જોઈને મારા વિચાર છેક બદલાઈ ગયા. હવે મારી મૂર્ખાઈ મને જણાઈ આવેછે.

**જયકુમારી**—( મંદહાસ્યથી ) ઈશ્વિર આપ મુરબ્બીજીની ઈચ્છા પૂર્ણ કરો. ( વાત પોતાનાજ ઉપર લાગુ કરીને ) પણ તમે કોણ ? અમે કોણ ?

**મોતીલાલ**—જોયું, છોટાભાઈ! શેઠના કેવા સારા વિચાર છે! એમના મનમાં હવે હઠનો જરા પણ અંશ રહ્યો નથી. સાબાશ શેઠજી! સાબાશ.

**છોટાલાલ**—ખરૂં પૂછાવો તો જયકુમારી જેવી બીજી કન્યા પ્રાણુલાલભાઈને મળેજ કયાંથી ? અમારા ઉપર હવણાં એમનો કાગળ આવ્યોછે તેમાં લખેછે કે “ રસ્તામાં વડાદરા, સુરત વગેરે જે જે શેહેર આવ્યાં તેમાં બહુ ચોકશીથી તપાસ કર્યો તથા આખું મુંબઇ શેહેર જોઈ વળ્યો; પણ જયકુમારીનો જોડો તો હાથ કયાંથી લાગે, પણ એના કરતાં થોડીક ઉતરતી પણ મારા જોવામાં આવી નથી.

**સુખલાલ**—ત્યારે પ્રાણુલાલે તજવીજ કરી દેખાયછે! ઠીક તમે બધા ભાઈબંધ બહુ પોહોંચેલા છો.

**મોતીલાલ**—પાછા એમ કેમ બોલોછો ? વેઠવું તેણે વિચારવું.

**સુખલાલ**—કોઇ નઠારી નીકળે તો અમારે પણ વેઠવાનું ખરૂંસ્તો.

**છોટાલાલ**—ખરી વાત છે. માટેજ તમારે ઘણો વિચાર કરીને એ વિષેનો ઠરાવ કરવો ઘટેછે.

**સુખલાલ**—ઠરાવ તો બીજો શો કરૂં, મારૂં મન તો જયકુમારીમાં રહી ગયું છે. પણ એ શી નાત છે ?

**છોટાલાલ**—વાણિયે વાણિયા.

**મોતીલાલ**—દૂધમાં સાકર.

**સુખલાલ**—પણ આપણાથી એમને કેમ કેહેવાય !

**જયકુમારી**—( અત્યંત રાજી થઈને) મુરબ્બીજી! આપને આજથી સસરાજી કહીને બોલાવવાનું મને બહુ મન થાયછે, પણ મારા મનમાં વિચાર થાયછે કે જો એકાએક એમ કહું તો આપને ક્રોધ ચડે. વચ્ચે વાત કરતાં મારાથી બોલાઇ જવાતું હતું, પણ દબાવી રાખ્યું. મેં તમને જ્યારથી દીઠા, ત્યારથી તમે પરભાર્યા છો એવું સ્વાભાવિક રીતે મારા મનમાં તો આવ્યુંજ નહિ, તેથી ઈશ્વરેચ્છાજ એવી હોય એમ લાગેછે.

સુખલાલ—(સ્વગત) મને નથી સમજાતું કે મારૂ મન એકાએક કેમ ફરી ગયું. (ચાસન) મારૂં ચાલતા સુધી હું તમને વહૂ કરીને ઉતાવળથી મારા ઘરમાં ફેરવીશ. આહા ! તે દિવસે મારૂં ઘર કેવું શોભી રેહેશે !

જયકુમારી—હા સસરાજી. હું પણ ઘણા આદરથી મારા સસરા સાસુની આજ્ઞા પાળીશ.

સુખલાલ—જયકુમારી ! તમે તો મને આજથી સસરો ઠરાવી દીધો ને શું ?

જયકુમારી—સસરાજી ! સારૂ કોને ના ગમે ? મારી વાત કેહેનાર હું છું અને તે મારેજ કેહેવી પડેછે તે ક્ષમા કરશો. કારણ આપણી રીતિથી ઉલટું છે. મુરબ્બીજી. પુરૂષની સમજણ જેટલી સ્ત્રીની હતી નથી તેથી કદાપિને આપના ઘરમાં વાત કરતાં તે નાપસંદ કરે તો આપ સારી પેઠે સમજાવશો. મારી માનાં મરણવેળાનાં વચન ઉપર જો હું વિચાર કરૂં તો આપના પ્રતાપિ પુત્ર વિના બીજો કાઇ યોગ્ય વર છે નહિ તેથી મારા ઉપર દયા લાવી, મારા કુટુંબ ઉપર રેહેમ કરી બીજા કોઈ કારણથી નહિ તો એક પરોપકારને અર્થે મારી આશા પૂર્ણ કરશો તો ઈશ્વર આપનું કલ્યાણ કરશે.

સુખલાલ—કાંઇ ચિન્તા નહિ બાપુ. મારા ઘરમાંથી કોઈ હઠ કરશે તો ગમે તેમ સમજાવીશ.

છોટાલાલ—અરે એમ શું કરવાને. મોતીભાઈની વહૂ તથા મારા ઘરમાંથી. કાલે અહિ પરીક્ષા લઈને ઈનામ વેહેંચવા સારૂ આવનાર છે, તે વેળાએ ચંદ્રભાગા કાકીને પણ બોલાવશે. અને એ આવીને જયકુમારીને જોશે એટલે પછી તમારે કેહેવું પણ પડશે નહિ. જયકુમારીનું તો કામજ જૂદું છે.

સુખલાલ—બહુ સારી યુક્તિ. કેમ હવે આપણે જઇશું ?

મોતીલાલ છોટાલાલ—હાજી, (બધાં જાયછે.)

---

# प्रवेश ४ थो.

## વિજયાકુમારી, મદનમોહના, ચંદ્રભાગા અને જયકુમારી.

વિજયાકુમારી—આપણે ઠરાવ પ્રમાણે અહિ એકઠાં થયાં તે બહુ સારૂં થયું. આવો મદનમોહના અને ચંદ્રભાગા ! આપણે છોકરિયોને વંચાવિયે.

**જયકુમારી**—( એક ચોપડી પોતાની પાસે રાખી બીજી ત્રણમાંથી ચંદ્રભાગા, મદન મોહના અને વિજયાકુમારીને આપેછે. ) કેમ વિજયાકુમારી ! કેટલામું પૃષ્ઠ ?

**વિજયાકુમારી**—કાહાડો પિસ્તાળીસમું ( છોકરિયોને ) વાંચો.

( છોકરિયો એક પછી વાંચેછે. )

**ચંદ્રભાગા**—( પોતાના મનમાં શરમાઈને ) આ ન્હાની ન્હાની છોકરિયો આવું સારૂં વાંચેછે ને મને તો એક બોલ પણ વાંચતાં આવડતો નથી. મને ચોપડી આપી તે ઝાલી રહીછું. આ બેહેનીજી તો જાણતાં હશે કે, વિજયાકુમારી અને મદનમોહનાની પેઠે એને પણ વાંચતાં આવડતું હશે ને મને તો કશુંએ આવડતું નથી. ચોપડીમાં કેવી ડાહી ડાહી વાતો લખીછે ! આ પેલી છ વરસની છોકરી કડકડાટ વાંચેછે ને મને રાંડને એક અખ્યરે આવડતો નથી. બળ્યું આ જીવવું.

**વિજયાકુમારી** —(વંચાવી રહ્યા પછી વિવિધ પ્રકારના પ્રશ્ન પૂછ્યા પછી ચંદ્રભાગાને) કેમ કાકીજી ! છોકરિયોનું વાંચવું તમને પસંદ પડયું ?

**ચંદ્રભાગા**—વાહ ! બહુ સારૂં વાંચ્યું. પણ બળ્યું એ અખ્યર તે કુતાવળા કેમ વંચાતા હશે ?

**વિજયાકુમારી**—એ તો ઓળખતાં આવડે એટલે વંચાય. તમે જો એક મહિનો તન દઈને મેહેનત કરો તો તમને પણ વાંચતાં આવડે !

**ચંદ્રભાગા**—ખરૂંસ્તો બેહેન ! આવડી ન્હાની ન્હાની છોડિયો વાંચે ને મને નથી આવડતું તે ઘણું ખોટું લાગેછે. પણ હવે મ્હોટાં થયાં એટલે શું આવડે.

**મદનમોહના**—ના કાકીજી, એમ તો બોલશો નહિ. મ્હોટાં થઇને બધાં ઘણુંય ભણેછે. મારી પાસે સ્ત્રીજ્ઞાનમાળાની ચોપડી છે તેમાંથી એક વિષય હું વાંચતી હતી તેમાંનું થોડું. મારાં સાસુજીયે સાંભળ્યું તે દિવસથી એમને ભણવાનું એટલું બધું મન થયું કે ત્રણ મહિનામાં તો એ ચોપડી પોતાની મેળે વાંચી શકવા લાગ્યાં.

**વિજયાકુમારી**—કેમ વારૂં, એ એટલાં બધાં સિધાં થઈ ગયાં ? આગળ તમારી સાથે તો જરા ઉંચું મન રાખતાં હતાંને ?

**મદનમોહના**—તમને કારણ ખબર છતાં ફરી કેમ પૂછોછો ? તમે ભૂલી ગયાં ? મારા પરણવા ઉપર કેવો શોર બકોર થયો હતો તે ? મામાજિયે શેહેરમાં ને શેહેરમાં પોતાના ભાણેજનો વિવાહ કર્યો હતો પણ ત્યાં પોતે પરણ્યા નહિ તેથી મામાજીને ખોટું લાગ્યું હતું, ત્યારે તેમનાં બેહેનને ન લાગે ?

**ચંદ્રભાગા**—હા, હા. ખરી વાત વિજયાકુમારી, તમે સમજ્યાં નહિ ! એ તો આખી નાતમાં વાત ચરચાઈ હતી.

**વિજયાકુમારી**—હા. સાંભર્યું મને, મોતીલાલ તો મદનમોહના ઉપર મોહી ગયા હતા એટલે મામાનું કરેલું માન્ય કેમ રાખે !

**મદનમોહના**—એમાં શો શક ? પણ એ વાત ફરીથી સંભારવાની અગત્ય નથી. મેં મારા ધર્મ પ્રમાણે સાસુજીની સેવા ચાકરી કરીને નિત્ય તેમને રાજી રાખ્યાં, તેથી પોતે સમજીને પોતાની વર્તણૂક બદલી, અને હવે તો મારા ઉપર ઘણું હેત રાખેછે. જે દિવસથી એમણે મારી પાસેથી ભણવા માડયું છે, તે દિવસથી એમના બધા વિચાર બદલાઈ ગયાછે. મારા ઉપર જરા કોપાયમાન પ્રથમ રેહેતાં હતાં તે પણ એમણે માની દીધું અને પોતાની ભૂલ કહી દીધી.

**વિજયાકુમારી**—જેને પ્રથમ કાંઇક અસર થઈ હોયછે, ને પછીથી ભણેછે તો તે ઉતાવળથી સુધરી જાયછે. ( ચંદ્રભાગાને ) કાકીજી ! તમે જો શીખશો તો તમને વેહેલું આવડશે.

**ચંદ્રભાગા**—મદનમોહનાના જેવી મારે વહૂ નથી જે ભણાવે. હું કોની પાસે ભણું ?

**મદનમોહના**—જો તમારી ઇચ્છા હોય તો હું શીખવવા આવું, નહિકર આ જયકુમારી આવશે. ( જયકુમારીને ) કેમ જયકુમારી ! તમે આ અમારાં કાકીજીને ભણાવવા જશો ?

**જયકુમારી**—શા માટે નહિ. એમની જો ઇચ્છા હોય તો હું એમને ઘેર જવાને રાજી છું. અરે હું એમનીજ થઇને રહું.

**ચંદ્રભાગા**—મારાથી તમને કેમ એટલી બધી મેહેનત અપાય?

**વિજયાકુમારી**—એમને મેહેનત આપવાને તમે રાજી ના હો તો મોતીલાલની માની પેઠે તમે પણ તમારી વહૂ પાસે શીખો.

**ચંદ્રભાગા**—તમે ભૂલી ગયાં કે શું? અમારો પ્રાણુલાલ ક્યાં પરણ્યો છે?

**વિજયાકુમારી**—ત્યારે તમને ભણાવે એવી કોઈ ડાહી વહૂ શોધી કાહાડીને પ્રાણુલાલને કેમ પરણાવતાં નથી ?

**ચંદ્રભાગા**—એને તો પરણવું નથી. ને હવણાં તો ઘેર પણ નથી.

**મદનમોહના**—એમને જોઈયે એવી કન્યા શોધી કાહાડો ત્યારેજ પરણે તો.

**ચંદ્રભાગા**—મેં તો રામદાસની છોકરી વેરે વિવાહ કરવાનો ઠરાવ મારા મનમાં કરી રાખ્યો હતો; પણ હવે તો મને એ કન્યા ગમતી નથી,

એ તો ભણેલી નથી ને પ્રાણલાલના જેવી રૂપાળી પણ નથી. આજે મેં ભણેલી છોકરિયો જોઈ તેથી એના ઉપરથી મારો ભાવ ઉતરી ગયો.

**મદનમોહના**—અરરર! આવી નઠારી અને મૂર્ખ છોકરી સાથે પ્રાણલાલનો વિવાહ કરવાનો તમે વિચાર કર્યો હતો? પણ ખરી વાત, એમાં તમારો વાંક નથી. ભણેલી અને સારી છોકરિયો તમારા જોવામાં આવી નોહોતી એટલે તમને રામદાસની છોકરી ગમે એમાં નવાઈ નહિ. જે જાણે છે તે જાણી જોઇને ભૂલ ખાય નહિ. આ અમારાં જયકુમારી આવડાં મ્હોટાં થયાં છે, પણ એમના યોગ્ય વર મળ્યો નથી તેથી હજી સુધી પણ પરણ્યાં નથી.

**ચંદ્રભાગા**—હેં! જયકુમારી પરણ્યાં નથી? ( એકાએક રાજી થઈને ) એ મારા પ્રાણલાલ વેરે ના પરણે?

**વિજયાકુમારી**—પ્રાણલાલ એમને પસંદ આવશે તો શા વાસ્તે નહિ પરણે?

**ચંદ્રભાગા**—( મદનમોહનાના કાનમાં ) જયકુમારીના જેવી સારી કન્યા મને બીજી મળનાર નથી, માટે એનું ઠરાવી દો તો બહુ સારૂં.

**મદનમોહના**—હવે આપણે બધી વાત જવા દો. પ્રાણલાલને જયકુમારી સારી પેઠે ઓળખેછે તેથી એમની સાથે પરણવાને પોતે ખુશી થશે. કેમ જયકુમારી!

**જયકુમારી**—( અત્યાનંદથી ) હા, હું રાજી છું.

**ચંદ્રભાગા**—હવે તો મારા મનમાં મને બહુજ સારૂં લાગ્યું. અરે! મેં રામદાસની છોકરી વેહેરે પ્રાણલાલને પરણાવી દીધો હોત તો જયકુમારી હાથ ક્યાંથી લાગત?

**વિજયાકુમારી**—અરે તમે પરણાવત તે કયાંથી, પ્રાણલાલ પરણત ત્યારે પરણાવત કે એમને એમ?

**ચંદ્રભાગા**—શું એ પરણત નહિ?

**વિજયાકુમારી**—ના, મૂર્ખીની સાથે એ કોઈ દિવસ પરણત નહિ.

**ચંદ્રભાગા**—વારૂં ત્યારે તો બધાંયને ગમતું થયું. પ્રાણલાલના બાપને તો હું કહીશ એટલે મારૂં માનશે, એમનો ભરોંસો છે.

**જયકુમારી**—મારા જેવી કોઈ ભાગ્યશાળી નહિ. તમારા જેવાં મારે સાસુ ક્યાંથી?

**ચંદ્રભાગા**—આજે મારી સાથે મારે ઘેર આવજો.

**જયકુમારી**—તમારે ઘેર હું શું કરવાને આવીશ ? મારે પોતાને ઘેર નહિ જાઉં ?

**મદનમોહના**—હાસ્તો. હવે તો તમારૂંજ ઘર થયું ગણાય.

**ચંદ્રભાગા**—હજાર વેળા. મારી સાથે ગાડીમાં સુખેથી આવજો.

**વિજયાકુમારી**—(મદનમોહનાના કાનમાં) ચાલો, આપણું કામ સિદ્ધ થયું ?

( છોકરિયોને ઈનામ આપ્યા પછી જાયછે. )

---

# प्रवेश ५ मो.

## स्थल, सुखलालनुं घर.

### ચંદ્રભાગા, અને જયકુમારી.

**ચંદ્રભાગા**—આ અમારૂં ઘર, જોયું જયકુમારી ! અમારા ઘરમાં, પરમેશ્વરની દયા છે તેથી, ઘરેણા ગાંઠાનું સુખ છે. મારે માટે દોહોરૂં ઘરેણું કરાવ્યુંછે તે હું તમને બતાવીશ. (કુંચિયો ખોળેછ.)

**જયકુમારી**—ઈશ્વરની કૃપા છે તો શા માટે ના કરાવે. (પછી પોતાના મનમાં)

### દોહરા.

શું આ સરરર થાયછે, કેમ જીવ કચવાય;
મન ભ્રાન્તિમાં ક્યમ પડયું, રોમાંચિત ક્યમ થાય. ૧
કેમ બની બેબાકળી, પાછળ કેમ પડાય;
જીભ ન ઝટપટ ઉપડે, કારણ શું કે'વાય. ૨

**ચંદ્રભાગા**—એમને આવવાની વેળા થઈછે, એટલી વાર હીંડો તમને હું મારા પ્રાણુલાલની મેડી બતાવું.

**જયકુમારી**—ચાલો. ( બંને જણ મેડી ઉપર ચડેછે. )

**ચંદ્રભાગા**—આ અમારા પ્રાણુલાલભાઈને બેશી રેહેવાની મેડી. આખો દાહાડો અહિનો અહિ બેશી રેહેતો, વાંચતો ને લખતો.

**જયકુમારી**—( પુસ્તકોના કબાટ પાસે જઈને ) ઓહો ! આટલાં બધાં પુસ્તકો વાંચવાનાં મૂકીને ક્યાં જાય ? ( પૂંઠા ઉપરનાં નામ વાંચીને ) વાહ ! શી સારી ચોપડિયો છે !

**ચંદ્રભાગા**—વાહ જયકુમારી ! તમે પણ એના જેવાંજ દેખાઓછો; આખો દાહાડો તે વાંચવું શું ? વાંચી વાંચીને તે ક્યાં એને કમાવા જવું'તું ?

**જયકુમારી**—કમાવાને અર્થેજ ભણવું એમ નથી. વિદ્યા શીખ્યાવિના

માણુસાઈ આવતી નથી. વિદ્યાનું વ્યસન એવુંજ છે. વાંચવામાં ચિત્ત પેઠું એટલે બીજું કાંઈ કરવું સુઝતું નથી. ( આવું કેહેતાં કેહેતાં પ્રાણુલાલે જે વસ્તુઓ પોતાના કાગળમાં લખી હતી તેનું સ્મરણ થયું તેથી પોતાના મનમાં ) ખરે, દંપતિના વૈભવને યોગ્ય જગ્યા છે. પેલી બેઠક સામાસામી બેસવાની, આ વળી પેલી બીજી; પેલું તો સુખાસન છે. ચાલ વારૂં એ ઉપર જઈને બેસું જોઈએ. ( બેસેછે. )

### શિખરિણી છંદ.

અહો વા'લા મારા, તુજ વગર આ ફોકટ બધું,
ગયો ક્યાં સંતાઈ, નહિ ડર હવે હું થઇ વધૂ;
હવે આવી સામો, પ્રિય તુરત તો બેશ તું કને,
પછી હું તો ન્યાળું, મુખ સરસ તારૂં પ્રિય મને.

( એટલામાં ઘડિયાળ ભણી નજર કરીને. ) કેમ આ ઘડિયાળ બંધ છે કે શું ?

**ચંદ્રભાગા**—પ્રાણુલાલના ગયા પછી એની સંભાળ કોઈ લેતું નથી. આપણુને શી ખબર જે કેમ ચાલે.

**જયકુમારી**—એને કુંચી આપિયે એટલે ચાલે.

**ચંદ્રભાગા**—તાળાને કુંચી વતે અડકાવિયે છિયે તેમ ?

**જયકુમારી**—ના; એમાં કમાન હોયછે, તે જેમ ઉકલવાને જોર કરેછે તેમ એની અંદરનાં ચક્ર ફરેછે તેથી ચાલેછે. બધી કમાન ઊકલીને નરમ પડી જાય, એટલે ચક્રને જોર મળે નહિ, તેથી ઘડિયાળ ચાલતું બંધ થઈ જાય.

**ચંદ્રભાગા**—એમાં વળી ચક્કર હશે કે ?

**જયકુમારી**—હા, તમારે જોવાં છે ? ( પોતાની પાસે ઘડિયાળ હતું તે ઉઘાડીને બતાવેછે. ) જુવો આ નીચે કમાનછે, તેના જોરથી આ ચક્ર ફરેછે, ને તે નાથી આ ફરેછે. પછવાડે આ કાંટાછે તે ચક્ર જેમ ફરેછે તેમ ફરેછે.

**ચંદ્રભાગા**—તમે ઘડિયાળ રાખોછો કે શું ? આ તો સોનાનું દેખાયછે !

**જયકુમારી**—અહિના જજ્જ સાહેબ મારી નિશાળમાં પરીક્ષા લેવા સારૂ આવ્યા હતા તેમણે મને બખશીસ આપ્યું છે.

**ચંદ્રભાગા**—હં ! સાહેબે આપ્યું ? એ કેટલાનું હશે ? મારા પ્રાણુલાલની પાસે એક છે તેના એણે ૨૫૦ રૂપિયા આપ્યા હતા. કોણ જાણે રૂપાનું કે સોનાનું તે હું જાણુતી નથી.

**જયકુમારી**—આ તો ૩૦૦ રૂપિયાનું છે.

**ચંદ્રભાગા**—આ અમારૂં ઘડિયાળ ચલાવો જોઈયે.

**જયકુમારી**—(ઘડિયાળ પાસે કુંચી હતી તે આપીને પોતાના ઘડિયાળ પ્રમાણે કાંટા મૂકી ચલાવતાં ) જુવો, હવે ચાલ્યું.

**ચંદ્રભાગા**—વાહરે ! તમને ઘડિયાળ પણ ચલાવતાં આવડેછે. આટલું બધું તે ક્યારે શીખ્યાં ?

**જયકુમારી**—એમાં કાંઈ કઠિણ નથી.

( આ પ્રમાણે કેટલીક બાબતો વિષે વાતચિત કરેછે એટલામાં સુખલાલ આવેછે. )

**ચંદ્રભાગા**—( સુખલાલને આવતા જોઇને ) આવો, અમે પ્રાણલાલની મેડિયે છિયે.

**સુખલાલ**—ખરે, કાંઇ નવાઈ જેવું લાગેછે, ચાલો જઈને જોઇયે તો ખરા. ( ઉપર જાયછે. )

**જયકુમારી**—( ખુરસી ઉપરથી ઉઠી વંદન કરેછે. )

**સુખલાલ**—બેશી રોહો ચિન્તા નહિ.

**ચંદ્રભાગા**—આ તો હું છોકરિયોની નિશાળમાં મદનમોહના અને વિજયાકુમારી સાથે ગઈ હતી ત્યાંનાં મેહેતીજી છે. તે તેમને આપણું ઘર જોવા લાવી.

**સુખલાલ**—સારૂં કર્યું, હું એમને ઓળખુંછું. એ તો બહુ ડાહ્યાં છે.

**ચંદ્રભાગા**—ત્યારે આપણો પ્રાણલાલ ક્યાં ડાહ્યો નથી ?

**સુખલાલ**—એય શાણો છોકરો છે. તું જાણેછે ? જયકુમારીને ને પ્રાણલાલને તો જાનું ઓળખાણ છે.

**ચંદ્રભાગા**—જૂનું હશે ને વળી આપણે નવું કરી આપીશું.

**સુખલાલ**—( ચંદ્રભાગાનું માર્મિક વચન સમજીને હસતે મુખે ) એમ કે ?

**ચંદ્રભાગા**—પેલા રામદાસની છોકરી તો હવે મને નથી ગમતી. જયકુમારી પરણેલાં નથી ને આપણા પ્રાણલાલનો વિવાહ એમને વેરે કર્યો હોય તો ?

**સુખલાલ**—હું તો બહુ રાજી છું. પણ આપણાથી તારૂં પૂરૂં પડે નહિ. તને એમ ગમતું હોય તો એમ કર, આપણે તો કાંઇ જાણિયે નહિ.

**ચંદ્રભાગા**—ઠીક છે ત્યારે.

**જયકુમારી**—( બંનેની વાતમાં કાંઇ પણ નહિ બોલતાં ઘણી વાર થઈ એટલે) ઘણી વાર થઈ, હવે મને રજા છે ?

**ચંદ્રભાગા ને સુખલાલ**—હા, બહુ વાર થઇ, આવજો હો.

( બધાં જાયછે. )

---

# अंक ६ ठो.

---

## प्रवेश १ लो.

### स्थल, मुंबाई नगरी.

પ્રાણલાલ અને જાલમજી.

**પ્રાણલાલ**—જાલમજી ! આપણને અહિ આવ્યે ઘણા દિવસ થયા. જે કાંઈ જોવાનું હતું તે જોયું. હવે મને ગમતું નથી.

**જાલમજી**—( મનમાં ) જેકારને વેરે પૈણવું છે તેચમ ગમે ? (ચાસન) હા, ભાઈ હવે આપણે જહીયે તો બો હાઈ. પણ વાઈ પેલા કાગળનો જબાબ ચમ ના આયો ?

**પ્રાણલાલ**—કોણ જાણે ! આજે તો નક્કી આવવો જોઇયે. જયકુમારી ઉત્તર લખવામાં આળસ કરે એવી નથી. તેમજ, મોતીભાઈ અને છોટાલાલ પણ વાર કરે એવા નથી. એમનો કાગળ પણ હવે આવવો જોઇયે. ઘેર કોણ જાણે શુંએ થયું હશે. ત્યાંથી કાંઈ જણાયા વિના અહિથી નીકળવું નહિ એવો મારો વિચાર છે. જે તે હવે બે ત્રણ દિવસમાં જણાશે.

**જાલમજી**—હા શાબ, બે તેણ દાડા ચાંય જતા રેહેશે તે જણાશેય નૈ.

**પ્રાણલાલ**—( બારી ભણી નજર કરીને ) જાલમજી ! જુવોને. પેલો પોરટનો સિપાઈ કોનું ઘર પૂછેછે ? આપણો કાગળ તો નથી ?

**જાલમજી**—(ઉતાવળો જાયછે અને પ્રાણલાલનો એક કાગળ હતો તે લઈ આવીને રાજી થતો) ભાઈ! આપડે વચાર કરતા'તા તે કાગળ આવી પોહોંચ્યો.

**પ્રાણલાલ**—(શિરનામા ઉપરના અક્ષર જયકુમારીના જોઈને, ખુશી થઈ વાંચેછે:—)

#### ગીતિ.

સુખ ભર્ત્તા દુઃખહર્ત્તા, કર્ત્તા જગના કૃતિ તુજ અતિ ભારી;
તારી કૃપા થઈ જો તો મળી જોડી મુને ઘણી સારી.

અહો પ્રાણવલ્લભ !

આપના દર્શાવતા પેહેલાં મેં સ્વપ્નમાં પણ ધાર્યું નહતું કે આપ મારા ગરીબના થશો. આપનું સુખદ પત્ર વાંચીને મને જે અત્યંત આનંદ વ્યાપ્યો છે તે હું કિયા પ્રકારે બતાવું ?

ચામર — અંધને મળેજ આંખ, સાંભળે બહીર, ને.
પુત્ર વાંઝણી મળે, મળેજ મીન નીરને;
મિત્ર જે સદા વિયોગને મળે સ્વ મિત્રને,
તેમ આપ કેરૂં પ્રેમી પત્ર હું જ ચિત્તને.

છપય — મન દરિયાની માંહ, મોહના તરંગ ચડિયા,
તેથી એકાએક, ઉભરા આવી અડિયા;
ટક્યો ન પળ પણ એક, એટલે બીજો આવ્યો.
તે ટપ દોડી ગયે, ત્રીજાનો દાવો ફાવ્યો;
થયું ચિત્ત ચપળ બહુ તે થકી, લાગે, આ રખું આ લખું,
પણ સરસ શબ્દ નવ સાંપડે, સાર્થક વટિત જગારખું.

અહો પ્રાણલાલ ! આપે મારા નામને "પ્રાણપ્રિયા" નું વિશેષણ જોડયું તેથીજ મને મારા આખા જિવતરમાં સુખી કરી દીધી; તો એવા વિશેષણ જોડનારનો અત્યંત ઉપકાર માનવાને બદલે કોપાયમાન થઈ શામાં ન ગાવવી એના જેવી હલકાઈ અને મૂર્ખાઈ બીજી કંઈ!

જ્ઞાની ગમે તેવી સ્થિતિમાં હોય, પણ તે સમજુના મનમાં સુખિયો ગણાય. આપને આપના જ્ઞાનથી આ લાભ મળે અથવા એ વર્ગમાં આપની ગણના થાય એમાં તો નવાઈ નથી; પણ ઈશ્વરકૃપાથી આપ ગર્ભશ્રીમંત છો એટલે પછી એ વિષેનો કાંઈ વાંધો રહ્યો નહિ. અહો સુખદ ! આપના જ્ઞાન વિના બીજું આપની પાસે ના હોય તો શું થયું. જ્ઞાન એ સર્વોત્તમ છે, એનું શ્રેષ્ઠપણું સર્વના ઉપર છે. મૂર્ખની સાથે જોડાઈને બીજા પ્રકારનાં સુખને શ્રેષ્ઠ ગણવાં, તેના કરતાં સદ્‌ગુણીનો પ્રેમ મેળવીને તે સુખનો લાભ ન લેવો એ હું વધારે પસંદ કરૂંછું. અહો પ્રિયતમ ! તમારી વર્તણૂક વાંધો લેવા યોગ્ય કોઈ દિવસ થવાની નહિ, એટલે પછી મારે એ વિષે લખવાની અગત્ય રહી નથી. મારી માએ મારા લગ્નસંબંધી જે કાંઈ ઉપદેશ મને પોતાના મરણાવસરે કર્યો છે, તેના પ્રત્યેક શબ્દ ઉપર વિચાર કરૂંછું તો, સર્વેશ્વરની કૃપાથી આપ સરખા સાથે સંબંધ થાય તો તે સર્વોત્તમ કેહેવાય. અરે ! મારી વાહાલી મા આ અવસર જેવાને જીવી હોત તો કેવું સારૂં થાત.

આપના જેવી જોડ આ જગતમાં મળવી મને દુર્લભ હતી. તેમ છતાં પરમકૃપાળુ ઈશ્વરે આપના મનમાં એ વાત ઉતારીને મારા અને મારા કુટુંબ ઉપર ઓછી કૃપા દર્શાવી નથી. આવા પરમ કૃપાળુ ઈશ્વરની સ્તુતિ તે કેમ થઈ શકે ?

અહો પ્રાણવલ્લભ ! આપના પ્રેમદ સુખાસન ઉપર આપના હૃદયની સાથે જોડાયલી બેસશો, તે અવસરે આપને આનંદ થશે, એવું લખોછો; પણ આપની અર્ધાંગના આટલા સુખની સ્વપ્નમાં પણ આશા રાખતી નહતી, તેને જે વેળાએ એકાએક અકથ્ય સુખનો લાભ થશે, તે વેળાએ અત્યાનંદથી તેના ચિત્તની કેવી વલે થશે, તે વિષેનો આપના મનમાં કાંઈ પણ વિચાર આપે કર્યો છે ?

સંસાર સાગરમાં વાહાણ ચલાવવાનું આપને શિર આવી પડશે, તે સમયે મારાથી બનતો આશ્રય આપવાને હું મારો ધર્મ સમજું છું, તેથી તે ધર્મ મન માનતી રીતે પાળવાને હું ચૂકીશ નહિ.

ગુણિયલ પ્રાણલાલ ! ખરી વાત છે કે, જેને હૃદય માન્ય કરે નહિ તેની સાથે સંબંધ થવાથી ઇચ્છેલું સુખ મળી શકે નહિ. આપના સંબંધથી મને જે સુખની પ્રાપ્તિ થશે, તેનો લેશ માત્ર પણ બીજી કોઇ જગ્યાએથી થાત એવો ભાસ પણ મને થતો નથી.

આવી વાતમાં મારા સુજ્ઞ પિતાજી આજ્ઞા આપવાને જરા પણ આનાકાની કરે નહિ. તેમણે પ્રસન્ન થઇ આપને હાનો ઉત્તર લખવાને મને આજ્ઞા કરી છે. આ વાતમાં આપનો તો રાજીપો છે; પણ આપનાં માતાપિતા આદિ ભંગાણ પાડશે એવી બીક જેવી મારા મનમાં ઉત્પન્ન થાયછે તેવીજ મારા પિતાના મનમાં થાયછે. હવે જેમ બનવાનું હશે તેમ બનશે. કદાચિત્‌ને આપણો સબંધ થવામાં વિઘ્ન આવી પડશે તો હું તો આ પત્ર દ્વારાએ આપને વરી ચૂકી છું, અને મારૂં હૃદય આપના સ્વાધીનમાં કરી ચૂકી છું એટલે બીજા કોઇની થવાનો વિચાર સ્વપ્નમાં પણ કરનાર નથી.

મોતીલાલ અને છોટાલાલ બન્ને આપના મિત્રો ઘણા સદ્‌ગુણી છે. મારી સ્થિતિ સુધરે એવા ઉપાય કરવાને તેઓ ચૂકયા નથી. આ સુજ્ઞ પુરૂષોના આશ્રયથી આપણે આપણા વિચારમાં જય પામીશુ અને ઇશ્વર પણ એમાં સાહ્‌ય થશે. હવે આપ સત્વર અહિ પધારો તો ઘણું સારૂં.

**માલિની—** નહિ ધિરજ હવે રે,' પ્રાણુલાલા વિના તો,
ચટપટી ચિત લાગી, કેમ વેઠાય આ તો;
ઝટપટ પ્રિય આવો, પ્રીતિ સાચી બતાવો,
હરખ દિલ વિષે એ, "હું વરી લેઉં લા'વો.

મારા પિતાજિયે આશીર્વાદ લખાવ્યા છે.

અમદાવાદ. }
ચૈત્રવદિ ૧૪ }

લ૦ આપની સદાની દાસી થવાની ઇચ્છા રાખનાર
**જયકુમારીનો પ્રેમપૂર્વક પ્રણામ.**

( કાગળ બે ત્રણ વાર વાંચી રહ્યા પછી. )

આહા ! કેવો આનંદનો દિવસ. આગળના કરતાં એના અક્ષર કેવા સારા થયા છે. નિઃસંશય એણે ઘણો શ્રમ કર્યો હશે.. લખવાની ઢબ અને કવિતા પણ સરસ છે. કાગળને મથાળે ગીતિ લખી છે તે ઉપરથી ઉઘાડું દીઠી આવે છે કે ઇશ્વરના ઉપર એની આસ્તા સારી છે. હું કેવો ભાગ્યશાળી કે મને આવી સારી જયકુમારી મળી; જયકુમારી મેળવી આપીને ઇશ્વરે મારા ઉપર ઓછી કૃપાદૃષ્ટિ કરી નથી. અહોહો પરમ કૃપાળુ સર્વેશ્વર! તેં જ્યારે આટલે સુધી મારી ઇચ્છા પ્રમાણે આણ્યું, ત્યારે તો હવે સર્વ

પાર પાડજે, ભીખારીદાસ અમદાવાદ આવ્યા નહિ હોત તો જયકુમારી મને ક્યાંથી મળત ? ( માલિની છંદ ફરી ફરીને વાંચેછે. પછી. )

**માલિની—** સમજ નહિ દુખી તું, એકલી પ્રાણ પ્યારી,
ગતિ નહિ મુજ સારી, ભ્રાન્તિ રે' છેક ભારી;
ન ધિર મન વિષે રે,' આવું જાણે હું ઊંડી,
અન-ઉદક ન ભાવે, વેદના વ્યાપી ભૂંડી.

જયકુમારીના ભણીની હા આવી; પણ જોઈયે હવે મોતીભાઈના કાગળમાં શા સમાચાર આવેછે. કદાચિત્ મોતીલાલનો કાગળ આજ કાલમાં આવશે ને એકાએક નીકળવું પડશે તો અહિની છોકરિયોની નિશાળ જોવાનું રહી જશે, (જાલમજીને) જાલમજી ! આ ચીઠી લઈને છગનલાલ દલાલ પાસે જાઓ, એ તમને ૫૦ ઓરણાં ને ૫૦ રેજા અપાવશે તે લઈને નિશાળમાં આવજો. વાર કરશો નહિ હો. હું ત્યાં આવુંછું.

**જાલમજી—**( કાગળ લઈને પાછો આવેછે. ) ભાઈ ! પોસવાળો આ કાગળ આપવો ભૂલી ગયો તો તે હવણાં લઈ આવ્યો છે, લો.

**પ્રાણલાલ—**( લઈને વાંચેછે. )

પરમપ્રિય મિત્ર.

રામદાસની છોકરી વિષેનો ઠરાવ થઈ બેસે નહિ તેને સારૂ અમે નિત્ય તજવીજ કરી પેરવીમાં રહિયે છિયે, માટે એ વિષેનો હુંચો જીવ તમારે જરા પણ રાખવો નહિ. તમારૂં જયકુમારી ઉપર થયેલું વલણ સ્તુતિ પાત્ર છે. એના જેવી સદ્ગુણી કુમારિકા સાથે તમારૂં લગ્ન થયેથી તમે કેટલા બધા સુખી થશો તે અગાઉથી લખવાની અગત્ય નથી. તમે કદાપિ ઘણોજ શોધ કરત અને તજવીજમાં ને તજવીજમાં બે ચાર વર્ષ કાહાડત; પણ જયકુમારીના જેવી કોઈ પણ મળી આવત એવું અમારા વિચારમાં આવતું નથી. ઈશ્વરે એનામાં સ્વાભાવિક ગુણ મૂકેલા છે તેથી તેઓને ખીલી નીકળવાને સાધન મળ્યાં કે સત્વર પ્રકાશિત થયા વિના રેહેતાજ નથી. ટુંકામાં એટલુંજ કે તમારા યોગ્ય તમને જયકુમારી મળી આવ્યાં તેથી અમને જે આનંદ થાયછે તે, તમારા ઉપરનો અમારો પ્રેમ બતાવી આપવાને બસ છે.

આજે આપણી પેહેલા અંકની નિશાળની વાર્ષિક પરીક્ષા લેવામાં આવી હતી. નગરશેઠ સભાપતિની ખુરશિયે બિરાજ્યા હતા; તથા કલેક્ટર, જજ્જ, આસિસ્ટન્ટ જજ્જ, એ સાહેબોની મેડમો અને બીજા દેશી તથા યુરોપિયન ઘણા ગૃહસ્થો અને સ્ત્રિયો આવેલાં હતાં. જયકુમારીની ચંચળાઈ અને હોંશિયારી તથા તેના સંબંધનો બીજો કેટલોક વિચાર તમારા પિતાના મનમાં ઉતરે એટલા માટે પ્રથમ સંકેત કરી રાખ્યા પ્રમાણે એમને પણ બોલાવ્યા હતા. ઈનામ આપવાને સભા ભરી તેના પેહેલાં અમે તથા નગરશેઠે બારીકીથી છોકરિયોની પરીક્ષા લીધી હતી. જયકુમારીના તાબામાં નિશાળ થઈ ત્યાર પછી એ-

મણે કેવો સારો સુધારો કરી દીધો છે તે, અમે બીજે ત્રીજે જતા હતા તેથી સારી પેઠે જાણતા હતા; પણ નગરશેઠે તો આ વેળાએજ જાણ્યું, તેથી પોતે ઘણા રાજી થયા, અને જયકુમારીના સરખી સદ્ગુણી અને વિદુષીની ભાળ તમે બતાવી તેથી સુધારા વિષે તમારા મનમાં થતી ચિન્તા અને ઉલટનાં તેમણે ઘણાં વખાણ કર્યાં, અહો પ્રિય ! જયકુમારિયે નિશાળમાં આશ્ચર્યકારક ફેરફાર કરી દીધો છે, જે નિશાળમાં બે છોકરિયો અહિં, બે પણે ને બે વચ્ચે, એ પ્રમાણે બેઠેલી જોવામાં આવતી, તે સ્થળ બાલકિયોથી સર્વ ભરાઈ ગયેલું જોવામાં આવેછે. મ્હોટા વયની અને સાસરે જતી છોકરિયો પણ હવે ઘણી આવેછે. તેમની માતાઓ પોતાની છોકરિયોને તેડવા, મૂકવા કે, શું ભણેછે તે જોવા સારૂ આવે છે, તે વેળાએ, અવસર જોઈને જયકુમારી પોતાની એવી વર્તણૂક ચલાવેછે કે તે સ્ત્રિયોને ત્યાંથી ખસવાનું મન થતુંજ નથી. વધારીને વાત કરવાનો ચાલ સ્ત્રિયોમાં સ્વાભાવિક હોયછે તે પ્રમાણે તેઓ આડોશી પાડોશીને કેહેછે તેથી તેઓ પણ પોતાની છોકરિયોને ભણવા મોકલેછે અને પોતે જોવાને આવેછે. આપણી નિશાળ હવે સ્ત્રિયોને જોવા જેવી થઈ પડી છે. આ વાતથી તમારા મનમાં હર્ષ ઉત્પન્ન થયા વિના રેહેશે નહિ.

સભા ભરાઈ રહ્યા પછી પ્રમુખે પોતાની શક્તિ પ્રમાણે સારૂં ભાષણ કર્યું, ત્યાર પછી બાલકિયોને વંચાવ્યું તથા વિવિધ પ્રકારનાં પ્રશ્ન પૂછવામાં આવ્યાં. આ કામ થઈ રહ્યા પછી, જયકુમારિયે સ્વયંવર વિષેની પોતાની બનાવેલી ગરબી એવી અસરકારક ઢબથી ગવરાવી, કે બધા સભાસદો સ્તબ્ધ થઈ ગયા, અને ગરબીની સમાપ્તિયે ચારેભગથી સાબાશ સાબાશના અવાજ નીકળ્યા. કલેક્ટર અને જડજ સાહેબે જયકુમારીનાં સારાં વખાણ કર્યાં ને જડજ સાહેબે પોતાનું ૩૦૦) રૂપિયાનું સોનાનું ઘડિયાળ તેને ભેટ કર્યું. નગરશેઠે એક સારૂ બાંટ આપ્યું ત્યારપછી બાલકિયોને ઈનામ આપ્યા પછી સભા વિસર્જન થઈ.

આ અવસરે અમે બંને જણ તમારા પિતાની બંને બાજુએ બેઠા હતા, અને પ્રત્યેક પ્રસંગે એમના મનમાં જે ભાવ ઉઠતા હતા તે જોતા હતા. નિશાળમાંથી સર્વ લોક ગયા પછી અમે, જયકુમારી અને તમારા પિતા પછવાડે રહેલાં હતાં, તે અવસરે તમારા પિતાના સર્વ વિચાર પૂછી લીધા. તે જયકુમારીના ઉપર બહુ રાજી થયા. જયકુમારીને ને એમને કેટલીક વાત થઈ; તેમાં સસરાજી કહીને જયકુમારિયે બોલાવા માંડયું હતું. આવાં નામથી પોતાને બોલાવતાં સાંભળીને સુખલાલને ખુશી થતી હોય એમ જોવામાં આવતું હતું. તેઓ જયકુમારીથી એટલા બધા રીઝ્યા કે છેવટે તેને પોતાના પ્રિય પુત્રની અર્ધાંગના કરવાને પોતાનાથી બને તેટલો યત્ન કરવાની કબુલાત આપી છે.

તમારાં માતુશ્રી જરા હઠીલાં છે તેથી એમને જયકુમારીની વાત કેહેવા કરતાં, તેની હોંશિયારી નજરે નજર જોવામા આવે, ને જેમ તમારા પિતાના મનમાં સારો વિચાર આવી ગયો, તેમ એની મેળે, એમનું વલણ થાય તો કોઈ પ્રકારની માથાકૂટ પડે નહિ, એવું સમજી, તમારી બન્ને ભાભિયોને છોકરિયોની પરીક્ષા લેવા મોકલ્યાં હતાં; તેમની સાથે તમારાં માતુશ્રીને પણ તેઓ બોલાવી ગયાં હતાં, તેનો જે શુભ પરિણામ નિપજ્યો તે આ પત્રાંતરે વિજયાકુમારીના હસ્તાક્ષરનું પત્ર છે તે ઉપરથી વિદિત થશે.

હવે આ પત્ર વાંચી તમારે અહિં આવવાની તૈયારી કરવી. તમારાં બીજાં સગાંવાહાલાંને આ ગોઠવણની ખબર પડે નહિ એટલામાં લગ્ન થઈ ગયું તો પછી ચિન્તા નહિ. તમારા પિતાનો વિચાર ફરે એમ લાગતું નથી; પણ સ્ત્રિયોનો વિચાર ફરી જતાં વાર લાગે નહિ, તે તમે સારી પેઠે જાણોછો, અને માનું કામ જરાં જૂદા પ્રકારનું છે, તેથી હવે વાર કરવી નહિ. આવી સુધરેલી જયકુમારી સાથે જેમ ઉતાવળથી તમારૂં લગ્ન થાય તેમ થયેલું જોવાને અમે ઘણા આતુર છિયે, તેમજ આપને ગયાં ને ઘણા દિવસ થયા, તેથી હવે તમારા વિના અમને બહુ અતડું લાગેછે, જેને જોયા વિના એક દિવસ પણ જતો નહિ તે આટલી બધી લાંબી મુદત સુધી દૂર રેહે એ કેમ ઠીક લાગે ?

તમારે ઘેર સર્વે કુશળ છે. આ પત્રના ઉત્તરમાં, તમે ફલાણે દિવસે અત્રે આવવા નીકળી ચૂક્યા છો, એવું વાંચવાને અમે બધાં આતુર છિયે.

અમદાવાદ. } લ૦ તમને જોવાને અપેક્ષિત.
ચૈત્ર વદિ ૧૨. } **મોતીલાલ અને છોટાલાલ.**

આહા ! શો આનંદનો દિવસ. સદ્ગુણી મિત્રોનાથી કેવો લાભ થાયછે ! આ સજ્જનોને મારા વિષેની, મને પોતાને ચિન્તા થાય છે તેના કરતાં ઓછી થતી નથી. જયકુમારીની હોંશિયારી બતાવવાને એમણે કેવી સારી યુક્તિ રચી ! જોઉં હવે વિજયાકુમારી શું લખેછે. ( કાગળ ઉકેલીને વાંચેછે. )

સદ્ગુણી માણલાલ ભાઈ !

અમે તમારા મિત્રોની અર્ધાંગના છિયે, તેથી તમારા વિષેની તેમના મનમાં જેટલી કાળજી હોય, તે કરતાં અમારા મનમાં કાંઈ ઓછી હોય નહિ. રામદાસની છોકરી અમારાથી અતડી રેહેત તેથી અમને ઠીક પડત નહિ, એ વિષેની તો અમને ઘણી ચિન્તા નોહોતી, પણ તમ સરખા સુજ્ઞને યોગ્ય સ્ત્રી મળત નહિ તેથી અમે વધારે દિલગીર રેહેત. ઈશ્વર જેને જેવું જોઈયે તેને તેવું મેળવી આપેછે. જયકુમારીની સાથે તમારે લીધે અમને પ્રસંગ પડયો તેથી અમને પોતાને ઘણો લાભ થયો છે ને થશે. તેનું જ્ઞાન એટલું બધું છે કે, તેની પાસેથી વધારે જ્ઞાન મેળવી લેવાને અમને ઠીક પડશે. અમારા પ્રિય કંથોએ એમના વિષેની વાત પ્રથમ કહી ત્યારે અમને જરા અસંભવિત અને શક ભરેલી લાગી હતી; પણ જ્યારે અમારા જોવામાં પ્રત્યક્ષ આવ્યું ત્યારે અમારી ખાતરી થઈ. તમારા બાપનો વિચાર તમારી સાથે એમનું લગ્ન કરવાનો જણાયછે; પણ ચંદ્રભાગાનો વિચાર પેલી જેકલીની સાથે વિવાહ કરવાનો હતો, તેમ ના કરે, અને જયકુમારીની હોંશિયારી તેમના જોવામાં આવે, એટલા માટે, એમને તેડીને અમે છોકરિયોની પરીક્ષા લેવા ગયાં હતાં. અમારો સ્ત્રી જાતિનો મૂળ બીજ એવો સ્વભાવ હોયછે કે, જેવું જેવું દેખે, તેપ્રમાણે તુરતા તુરત તેવો તેવો વિચાર મનમાં આવે, એટલે કાંઈ સારી વાત ચાલતી હોય તો તેમાં ટાપશી પૂરે, ને નઠારી ચાલતી હોયતો તેમાં પણ મળી જાય. સારા ખોટાનો પોતાની મેળે નિશ્ચય કરીને અભિપ્રાય આપે

નહિ. જયકુમારીને ખબર નોહોતી કે ચંદ્રભાગાને વાંચતાં નહિ આવડતું હોય, અથવા કદાચિત્‌ને ખબર હોય, તોપણ અમને ચોપડિયો આપે ને એમને ના આપે તો ખોટું દેખાય, એવું સમજી, છોકરિયોને જે ચોપડી ચાલતી હતી તેની અકેકી પ્રત અમને ત્રણને આપી. અમે વંચાવા માંડયું ને પ્રશ્ન પૂછવા માંડયા ને ચંદ્રભાગાને પુતળાની પેઠે બેશી રેહેવું પડયું તેથી શરમ લાગી, માટે ભણવા વિષેનો વિચાર એમના મનમાં સારી પેઠે ઠશી ગયો છે, તથા જયકુમારીની હોંશિયારી એમની નજરમાં ઘણી આવી છે. આજે તમારે ઘેર એમને એ તેડી ગયાં હતાં. બધા ઉપર વિચાર કરતાં પરિણામ આપણા લાભમાં ઉતરશે એમ લાગેછે. અમે ગણિતમાં બહુ પાછળ છિયે તથા તે વિના કવિતા વગેરે જયકુમારીની પાસેથી શીખી લેવાનું અમારે ઘણું છે. વળી અમે નિશાળમાં જઈયે તો બીજી મ્હોટા વયની બાયડિયો જે લખતાં વાંચતાં શીખવાને ખુશી હોય તે દેખા દેખીથી આવે, માટે નિત્ય અમારે ત્યાં જવું એવી તમારા મિત્રોએ અમને આજ્ઞા કરી છે તે પ્રમાણે કાલથી અમે જવા માંડીશું અને ત્યાંથી ઉઠીશું તેવાં તમારૂં ઘર પાસેછે તેથી, નિત્ય ચંદ્રભાગા પાસે અમે જતાં રહીશું અને જયકુમારી વિષેની થયેલી અસર એમના મનમાંથી ખશી જાય નહિ તેને માટે સંભાળમાં રહીશું તો ખરાં પણ કદાપિ એમનાં પિયરિયાં ભમાવી દે તો પછી એમનું માને તેટલું અમારૂં માને નહિ, માટે બનતી ઉતાવળથી તમે અહિં આવો તો ઘણું સારૂં. તમારા મિત્રો તમારા વિના ગાભરા પડેલા નિત્ય જણાયછે. તેઓ તમારા વિષેની સદા ચિંતા કરેછે; કેમકે આપણા લોકો તો ઉંચું ઘર જુવેછે ને જયકુમારીની સ્થિતિ જરા જૂદા પ્રકારની છે, તથા તે અહિંની રેહેવાશી નથી, તેથી વચ્ચે ફાંસ મારનાર ઘણા મળશે એવી બીક રેહેછે. પણ તમારે કશી ચિન્તા કરવી નહિ. તમારો ત્રણનો જેમ પ્રાણ જોડાયલો છે તેમ અમારા બેના જીવ સાથે જયકુમારી વિના બીજી કોઈનો જોડાત નહિ, તેથી અમે અમારો સ્વાર્થ તાકિયે તો તમને આ કામમાં આશ્રય આપિયે, તો આ તો તમે અમારા સ્વામીના મિત્ર છો, તેથી અમારૂં હેત તમારા ઉપર ઓછું હોય નહિ, ત્યારે તમને મદદ કરવી તે અમારા સ્વામીનેજ કરવી એવું અમે સમજિયે છિયે. તમારૂં હેત અમને સદા સાંભરી આવેછે. જ્યારે જ્યારે તમે તમારા મિત્રોની પાસે આવતા, ત્યારે ત્યારે અમારી સાથે સારી સારી વાતો કરી અમને ગમત કરાવતા અને નીતિનો ઉપદેશ કરતા તે અમને નિત્ય સાંભરી આવેછે. તમારે જો ઘણી વાર દૂર રેહેવું પડે તો, જેમ અમારા સ્વામિયોને સાંભરો તેમજ અમને પણ સાંભરયાં કરો.

શૃંગાર બેહેન સારો અભ્યાસ કરશે તો તમે એને સારી સારી ચોપડિયો આપશો એવું પ્રથમના કાગળમાં લખેલું, તેથી એને સારૂ ઉત્તેજન મળ્યું છે. શીખવા પછવાડે હાલમાં તે ઘણી મેહેનત લેછે. અને નિત્ય જયકુમારીને ઘેર ભણવા જાયછે. તમને તે રોજ સંભારેછે અને કેહેછે, કે "પ્રાણલાલ કાકા વેહેલા આવે તો સારૂં જે મને ચોપડિયો મળે." અમારા ખપની કાંઈ નવી ચોપડિયો ત્યાં નીકળી હોય તો લેતા આવજો એવું લખવું પડે એમ નથી તો પણ સ્મરણ રેહેવા માટે લખ્યું છે. જયકુમારી શરીરે સુખી છે અને તમારી સાથે પરણવાનું છે, એવું જ્યારથી એમણે જાણ્યું છે ત્યારથી ઘણાં પ્રફુલ્લિત રેહેછે, અને એમના શરીરનો રંગ બધોય બદલાઈ ગયો છે."

લ૦ તમારો જય ઈચ્છનાર.

અમદાવાદ.
ચૈત્રવદિ ૧૨

વિજયાકુમારી અને મદનમોહનાના પ્રણામ.

આહા ! કેવી સારી સદ્‌ગુણી સ્ત્રિયો. મારા મિત્રોનો જેટલો ભાવ મારા ઉપર છે તેટલોજ એમનો છે. મારા મિત્રોને આવી સારી સ્ત્રિયો મળી છે, તેથી તેઓ આનંદમાં રેહે એમાં નવાઈ નથી. એમના કરતાં પણ એઓનાજ વિચાર પ્રમાણે ચડિયાતી જયકુમારી મને મળી તેથી હું ઓછો ભાગ્યશાળી નહિ. ખરે, એ તો એક અમૂલ્ય રત્ન મારે હાથ ચડયું. આમનું પડ આમ ફરી જશે તોપણ એના વિના બીજી સાથે હું પરણનાર નથી.

**જાલમજી**—ભાઇ ! બે કાગલ ક્યાંથી નેકળ્યા ?

**પ્રાણલાલ**—એક તો મોતીભાઈનો ને છોટાલાલનો છે, ને બીજો વિજયાકુમારી અને મદનમોહનાનો છે.

**જાલમજી**—હવે જે કાગળની વાટ જોતા'તા તે બધાય આયા તાણે હવે આપણે નેકળીશું કે ?

**પ્રાણલાલ**—હા, કાલે સવારમાં અહિંથી જવું. આજે થોડો સામાન મંગાવવાનો છે, ને ચોપડિયો આણવાની છે તે આણી મૂકીશ. પણ જાલમજી ! મારી પેટી લાવોને હું આ કાગળોના જવાબ લખું.

**જાલમજી**—હાજી, લાવું. ( આણી આપેછે. )

**પ્રાણલાલ**—( ત્રણે પત્રોના જવાબ લખી બીડીને ) જાલમજી ! જાઓ આ કાગળ ટપાલમાં ઉતાવળથી નાંખો ને ત્યાંથી પછી છગન દલાલને ત્યાંથી સામાન લાવીને કન્યાશાળામાં આવો.

**જાલમજી**—ઠીક શાબ. ( જાયછે. )

---

# अंक ७ मो.

## प्रवेश १ लो.

### स्थल—चंद्रभागाना बापनुं घर.

**ચંદ્રભાગા અને ઝવેરબાઇ.**

**ઝવેરબાઇ**—( ચંદ્રભાગાને આવતી જોઈને ) કેમ બેહેન ! આજ બે ચાર દાહાડાથી જણાઈજ નથી ?

**ચંદ્રભાગા**—હું જરા કામમાં ભરાઇ હતી, ને વચમાં, મારી પડોશમાં છોકરિયોની નિશાળ છે, તે જોવાને ગઈ હતી.

**ઝવેરબાઇ**—આપણે તે નિશાળમાં શું જવું ? વાહરે, તારૂં કામ તો હવે વધવા માંડયું તો !

**ચંદ્રભાગા**—એમાં વળી કામ શું વધી ગયું? છોકરિયોની નિશાળ છે, છોકરી ભણાવનાર છે, તાં વિજયાકુમારી ને મદનમોહના ગયાં હતાં તે તેડી ગયાં ને જોવા ગઈ, તેમાં શું પદ ઓછું થઈ ગયું? તાં ગઈ તે કેટલું બધું જાણ્યું ને દીઠું એની કાંઈ તને ખબર છે?

**ઝવેરબાઈ**—જોયું (કમળાને બોલાવેછે.) અલી કમળા! આમ આવ્. પેલી સુરતી મદનમોહના, છકેલી જેને તું કેહેછે નો'ય, તેની સાથે તારી નણંદ છોકરિયોની નિશાળ જોવા ગઈ હતી.

**કમળા**—(પ્રવેશ કરીને) વાહરે મ્હોટી બેહેન! તમારે તે એની સાથે શું જવું. પેલો મોતિયો એકલો એકલો સુરત જઇને લેઇ આવ્યો છે એની તે સોબત શી? મુવો મારો રડયો. એની સાથે ના થયું તે ઠીક થયું. નહિ-કર કોણ જાણે કેવું એ દુઃખ દેત. (પોતાની સાસુને) હાંભળ્યું કે બાઈજી! મ્હોટી બેહેન ને એ બે હમાંણાં ના કેહેવાય.

**ચંદ્રભાગા**—જો કમળા! તું તારે ભારે રેહેજે, કોણ તને ટાયલું કૂટાવેછે. ભાઈને તો પજવી પજવીને પેશ પોહોંચાડેછે ને અહિયાં ડાહાપણ ડોહોળવા આવી છે.

**કમળા**—એવડાં બધાં ચડી શું કરવાને જાઓછો. હું શું કાઇની ઓશિયાળી છું કે શું જે ઘડિયે ઘડિયે ડારોછો. તમારા ભાઈજ પરણ્યા હશે, બીજા કોઈ પરણતા નહિ હોય? ઘરેણું કરાવવાનું કહિયે તારે તો આંખો ઓચિયે જાય, અને પછી કહિયે ત્યારે કેડવા ધાય, કોણ તમારી ને તમારા ભાઈની પત કરેછે, એવા તો બહુ બોપાગાળા જોયા છે.

**ઝવેરબાઈ**—છાની રેહે છાની. હવે જાણી તને. જા હવે તું તારે ધંધે લાગ્ય.

**કમળા**—કેઈ રાંડ આવવાને બેશી રહી હતી, તમે બોલાવી તારે આવી; આ હું તો મારે જાઉં. માદીકરીને છાની વાતો કરવી હોય તો હવે સુખે કરો. (જાયછે.)

**ચંદ્રભાગા**—મા! આ કમળી તો રોજ રોજ ઠીક બોલતાં શીખેછે. હાલમાં તો બોલીને છાની રેહેછે; પણ કાલે તો કોણ જાણે મારવા ધાશે!

**ઝવેરબાઈ**—વહૂઓ બધીએ એવી હોય. હવે તારે જાણવાના દાહાડા પાસે આવ્યા છે. કેમ, પ્રાણલાલની કાંઈ ખબર આવી કે?

**ચંદ્રભાગા**—મારી વહૂ હું માથાં ફોડનારી શોધીશ ત્યારેકની? જોને ભાઈને કમળી, કેવું દુઃખ દેછે? એની બળતરાએ બચારો સોસાઈ ગયો છે. મને આજથી ચાર દાહાડા ઉપર આવા વિચાર સૂઝતા નોહોતા, પણ

પેલી મદનમોહના અને વિજયાકુમારીની સોબતથી મારા જાણવામાં આવ્યું કે સમજુ વહૂથી છોકરાંને સુખ થાયછે. જેની જોડે રહિયે તેવાં થઈયે એમાં તો ફેર નહિ હો મા.

**ઝવેરબાઈ**—જાણી જાણી તને હવે. ચાર દાહાડામાં સુધરી ગઈ ને ડાહી થઈ. તારી વાત તેં જાણી હવેથી જો મદનમોહનાની સોબત કરી તો. એ છોકરી ને તું મ્હોટી બાયડી, તારે ને એને તે સહીપણાં શાં ?

**ચંદ્રભાગા**—મા ! મદનમોહના બહુ ડાહી છે. મારા પ્રાણલાલનો ગોઠિયો પેલો મોતીલાલ છે તેની એ વહૂ થાયછે તે ભણેલી ને સમજુ છે.

**ઝવેરબાઈ**—જોઇ ભણેલી, મોતિયો પરણ્યો ત્યારે કેવા ભવાડા થયા હતા ને ભૂલી ગઈ કે ? તુજ વાત લાવી'તી તો.

**ચંદ્રભાગા**—અરે મા, જો મોતિયો આપણી કમળી વેરે પરણ્યો હોત તો એની પણ ભાઇના જેવી વલે થાત. મદનમોહનાથી એ કેવો સુખી છે તેની તને ખબર છે ?

**ઝવેરબાઈ**—જા જા હવે જવા દે તારી લવરી, ખબરદાર જો એવાંનું કહ્યું સાંભળ્યું તો. એ તો ભણવાનું કેહેશે માટે શું તું ભણીશ ?

**ચંદ્રભાગા**—મને તો ભણવાનું મન થયું છે પણ બળ્યું હવે તો ભણાય નહિ.

**ઝવેરબાઈ**—જો ખરી વાત ! તને એના છાંટા લાગ્યા ? ઘરની આબરૂ ખોવી હોય તો ભણજે. તારે શું ભણીને કમાવા જવું છે ? એકનો એક પ્રાણલાલ છે તેનેય જંપીને નથી બેશી રેહેવા દેવો ?

**ચંદ્રભાગા**—ખરી વાત આપણાથી ના ભણાય. હું તો છોડિયોની નિશાળમાં ગઈ હતી તે મદનમોહના ને વિજયાકુમારિયે વંચાવ્યું ને મારે મ્હો સામું જોઈ રેહેવું પડયું તેથી શરમ લાગી, એટલે મન કર્યું.

**ઝવેરબાઈ**—તું કાંઈ પૂછતી નથી ગાછતી નથી ને આવાં આવાં આડાં કામ કરેછું એ ઠીક નહિ. આપણાથી નિશાળમાં જવાય ? કોઈ તો કેહેશે કૂવામાં પડ, માટે પડાય નહિ. છોટો ને મોતિયો, પ્રાણલાલના ભાઇબંધ તેથી કદાપિ પ્રાણલાલની વહૂ હોય તો તેમની વહૂ સાથે સહીપણાં રાખે, પણ તારે એમ ના કરવું. ને આવી આવી ભણવાની વાતો કરે તારે તો પ્રાણલાલની વહૂને પણ ના કેહેવી પડે. પણ પ્રાણલાલની વાત પૂછી તેનું તેં ક્યમ કાંઈ કહ્યું નહિ ?

**ચંદ્રભાગા**—શું કહું. એના ખુશીના કાગળ તો આવેછે, પણ કોણ

જાણે ક્યારેય આવશે. મને એના વિના ગમતું નથી. ને એ તો પરણવાની વાત કહી તેથી જતો રહ્યો છે.

**ઝવેરબાઈ**—આમને આમજ છોકરાંને ચડાવી દે તો! પૈણવાની વાત કહી તેમાં ખોટું શું કહ્યું જે મુંબઈ ગયો? તે દાહાડે મને કહ્યું હોત તો એની ધૂળ કાહાડી નાંખત.

**ચંદ્રભાગા**—મને તો ખબર નોહોતી, હવણાં જાણ્યું. મોતિયે એના બાપને સમજાવી દીધા તેથી એમણે હા કહી તારે મેં પણ હા કહી.

**ઝવેરબાઈ**—જોયું, બધું છોકરવાદી કારખાનું થઈ ગયું છે. મોતિયો અને છોટો એ તો મારા રડયા ચળેલા છે; એમની તે સોબત શી? માબાપની મરજી વના પોતાને હાથે વિવા'શા કરવા! ને આ તે શું કેહેવાય, એવાની સોબત પ્રાણલાલને કરવા દીધી તો તારી વાત તેં જાણી.

**ચંદ્રભાગા**—તારે મા! છોડિયોની નિશાળમાં એક જયકુમારી ભણાવેછે તેને વેરે પ્રાણલાલનો વિવા' કરવાનો મેં વિચાર કર્યો છે, ને આજે એ વાત તને પૂછવા આવી છું.

**ઝવેરબાઈ**—જેકુમારી કેઇ જે વળી? એવા નામની તો આપણામાં કોઈ છોકરી નથી. રામદાસશેઠની છોકરી વેરે વિવા' કરવાનું આપણે નક્કી કર્યું છે ને વળી આ વાત ક્યાંથી લાવી? છોકરિયોને ભણાવે એવી છોકરી મેં તો આપણામાં કોઇની દીઠી નથી ને વળી ભણેલી વેરે વિવા' કેમ થાય? મુવા રડયા લોક હમજતા નહિ હોય જે છોકરિયોને ભણાવતા હશે?

**ચંદ્રભાગા**—મા એ તો અહિની નથી. કો'ક ગામની છે.

**ઝવેરબાઈ**—વાહરે! ગામ ઠામ જાણ્યા વના કોની સાથે વિવા' કરવા ઉભી થઈછું?

**ચંદ્રભાગા**—છોકરી ઘણી રૂપાળી, ને ડાહી છે, બહુ ભણેલી છે; સાહેબે એક એને ૩૦૦ રૂપિયાની સોનાની ઘડિયાળ આપી છે.

**ઝવેરબાઈ**—તું આવી કયમ થઈ ગઈ! ઢેડની છોકરી બહુ રૂપાળી હોય માટે શું થયું? નાત જાત જાણ્યા વના, વિવા' કરવા ઉભાં થયાં છે! ને ઘડિયે ઘડિયે શું કેહેવરાવુંછું, ભણેલી તો આપણા કામનીજ નહિ. છોકરાં થાયજ નહિ. વળી સાહેબ ૩૦૦ રૂપિયાનું ઘડિયાળ આપે એવી કેની છોકરી છે જે?

**ચંદ્રભાગા**—એનો બાપ પેહેલાં તો અમારા જેવોજ પૈસાદાર હતો; પણ પછીથી ગરીબ થઈ ગયો ત્યારે અહિયાં આવીને રહ્યો છે. મા જો તારી મરજી હોય તો આજે હું એ છોકરીને તેડી લાવું. તું તો એને જોઈનેજ રાજી થઇશ.

ઝવેરબાઈ—એ ગમે તેવી હોય, પણ આપણે કશા કામની નહિ. તારો મ્હોટો ભાઈ કાલે રામદાસના મુન્યમને મળ્યો હતો તેની વાત મને હજુ સુધી કહી નથી. હીંડ એ ખડકીને મેડે નામું લખેછે ત્યાં જઇયે.

---

## प्रवेश २ जो.

### स्थळ, जगजीवननी दुकाननो मेडो.

ચંદ્રભાગા, ઝવેરબાઈ, જગજીવન અને મથુર.

**જગજીવન**—( ચંદ્રભાગાને ) આવ બેહેન. કાલે આખો દિવસ મેં તારી વાટ જોઇ, પણ તું આવી નહિ. આજે તો જમીને હું તારી પાસે આવનાર હતો. રામદાસનું ઘર આપણા દાવનું રહ્યું છે. જીવણદાસની છોકરીનો વિવા' તો થઇ ગયો ત્યારથી મારા મનમાં જરા વધારે ચટપટી પેઠી છે, કેમકે આ લાગ જો ગયો તો પછી શેહેરમાં લાગ ફાવે એવું નથી.

**ચંદ્રભાગા**—બલ્યું ભાઈ, તમે બધાં મારો વિચાર ફેરવી દો છો. મારૂં મન તો જયકુમારીનામાં રહી ગયું છે.

**મથુર**—પેલી નિહાલવાળી કે શું બેહેન ?

**ચંદ્રભાગા**—હા ભાઈ. તેં એને જોઈ છે કે શું ?

**મથુર**—હા બેહેન, એક દાહાડો હું નિહાલ આગળ થઇને જતો' તો તારે એ છોકરિયોને ગરબી ગવરાવતી હતી, તે જોવાને રસ્તે જનારા ઘણા લોકો જોવા ઉભા રહ્યા'તા તેમાં હું પણ હતો. ખરે, આપણા પ્રાણલાલ જોગ એ છોકરી છે; પણ બેહેન ! એ તો મ્હોટી છે ને હજુ સુધી પરણી નથી કે શું ?

**ચંદ્રભાગા**—ના ભાઇ. એના જેવો વર મળશે ત્યારે એ પરણનારી છે.

**ઝવેરબાઈ**—અલ્યા મથુરા, તેં આટલાં બધાં વરહાં ગધેડાને ઘાલ્યાં કે શું ? તારી અક્કલ બક્કલ ગઈ દેખાયછે ! આપણે શું જેવાં તેવાં છિયે જે એવા કોઈ આવી રહેલાની છોકરી સાથે ભાણિયો પરણાવિયે ?

**જગજીવન**—ખરી વાત, મા આપણાથી એવું થાય નહિ. મથુરો તો મૂર્ખોછે. ( ચંદ્રભાગાને ) બેહેન ! તારા આગળ આવો પથરો તે વળી કોણે મૂક્યો છે ? તું સમજતી નથી, આપણે કોણ એ કોણ, એનો ને આપણો જોગ તે આવતો હશે ? જો સાંભળ, રામદાસ શેઠનો મુન્યમ મને મળ્યો હતો, તે કેહે કે પ્રાણલાલ વેરે વિવા' કરવાનો શેઠ ને શેઠાણીનો નક્કી વિચાર

છે. ૧૫૦૦ ) રૂપિયા પેહેરામણીના આપવાને કેહેછે. રામદાસનું ઘર તારા કરતાં છેક નીચું નથી, પણ પ્રાણલાલ પરણવામાં આડાઇ કરેછે એવું શેઠના જાણવામાં આવ્યું છે તેથી રૂ. ૧૫૦૦ ) આપવા હા કેહેછે, વળી વેવાઇ વેવાણને બીજું આપવાનું કેહેછે તે તો જૂદું; બોલ, જયકુમારીને ત્યાંથી આટલું મળશે ?

**ચંદ્રભાગા**—એના બાપનું નામ ભીખારીદાસ છે તે પરમાણેજ એના ઘરમાં છત હશે તો. પછી પેહેરામણી ક્યાંથી કરે ?

**ઝવેરબાઈ**—આપણા ઘરની જાનનું કેટલું માણસ થશે તેનો તારા મનમાં વિચાર આવેછે ? એટલાં બધાંને ભીખારીદાસ ખવરાવશેજ ક્યાંથી ? વળી જમાલપરમાં શપાઇયાંની પાડોશમાં ઘર છે ત્યાં આપણા ઘરની જાન જાય ત્યારેજ શોભા વધે તો !

**ચંદ્રભાગા**—એ વિચાર તો મારા મનમાં આવ્યોજ નથી. એ તો જ્યારે આંખો મીંચીને પડિયે ત્યારેજ તો. બાકી જયકુમારીને મા પણ નથી. ને ચાર ભાઈ છે ને એક ગાંડા જેવો બાપ છે. ને જયકુમારી રૂ. ૪૦ ) નો પગાર લાવેછે, તેથી ઘર વાખરો ચાલેછે.

**જગજીવન**—જો બેહેન, તારે મ્હોડેજ. એવા ગરીબના ઘરની કન્યા આપણાથી અણાય ? ( બારી ભણી જોઈને ) અરે પેલું કોણ આવે છે ? જોશી તો નહિ? રોહો હું આવુંછું હો. ( જોશીના કાનમાં ) બેહેનનો વિચાર એક જયકુમારી નામની છોકરી સાથે વિવા' કરવાનો જણાયછે, માટે તેના મળતા વશીક આવવા દેશો નહિ.

**જોશી**—(પ્રવેશકરીને ) કેમ ચંદ્રભાગા બેહેન ! તમે આનંદમાં છો ?

**ચંદ્રભાગા**—હા, જોશીજી, ઠીક થયું જે તમે આ ઘડિયે આવી પોહોંચ્યા.

**જગજીવન**—અરે ભાઈ, એમને તો પરમેશ્વરે અચાનક મોકલ્યા. ( જોશીને ) પણ કોહો જોશી મહારાજ ! તમે જેકલીના જનમોખ્યર લઈ આવ્યા ?

**જોશી**—હા મહારાજ. આ રહ્યા ( પાઘડીમાંથી કાહાડેછે ) મળતાવશીક તો એવા સારા આવ્યા છે કે કાંઈ બાકી નહિ.

**જગજીવન**—પણ રોહો જોશી મહારાજ, હવણાં, ( મથુરને ) અલ્યા મથુર ! જાને સુખલાલ શેઠને બારિયે થઇને બોલાવી લાવ, કેહેજે કે જરા અગતનું ખાનગી કામ છે તેમાં તમને ત્યાં એકાંત બોલાવેછે.

**મથુર**—( બારીમાંથી ) સુખલાલશેઠ તો પેલા આવે.

**સુખલાલ**—ઓહો ! આજ બધાં એકઠાં થઇને શું કરવા માંડ્યું છે.

**ઝવેરભાઈ**—આવો શેઠ, આ તો આપણા પ્રાણલાલના વિવા'ની વાત થાયછે. તમે તે દાહાડે જગજીવનને કહ્યું હતું તે પ્રમાણે એણે તજવીજ કરી છે ને આ જોશીજી જનમચ્છર લઇને આવ્યા છે.

**જોશી**—હા મહારાજ. આજનું ચોઘડિયું ને યોગ તો એવો સારો આવ્યો છે કે કામ સિદ્ધ થાય. જુઓ જન્માક્ષર રામબાણ જેવા છે આપણા ભાઈના જન્માક્ષર જગજીવનદાસે મને આપ્યા હતા તે પ્રમાણે વર્ષ ઉપજાવ્યું છે (ને કાહાડેછે) ધન, મકર, કુંભ, મેષ, મિથુન, કન્યા, તુળા... ભાઈના બધા ગ્રહ બળિયા છે, પણ રાહુ આઠમો છે તે જરા ઉદ્વેગ કરાવેછે ને મન ભમાવેછે.

**ઝવેરભાઇ**—ખરી વાત, ભાણિયાનું મન તો હવણાં ભમી ગયું છે.

**જોશી**—વળી આ વર્ષમાં એમના લગ્નનો યોગ આવે એવું છે. (ગણેછે) મેષ, મિથુન, કન્યા......કોઈ સારાના ઘરની કન્યા મળે એવું છે.

**જગજીવન**—રામદાસશેઠનું ઘર ક્યાં કમ છ; પણ એમની છોકરીના જનમાખ્યરમાં એવાં મળતાં કાંઇ આવેછે?

**જોશી**—એના જન્માક્ષરમાં આવેછે કે કોઈ મ્હોટા કુળનો વિદ્વાન્ વર મળે. વળી એનાં પગલાં એવાં છે કે જેથી સ્વામીનું વિઘ્ન ટળે, સાસુસસરાને સુખ થાય. કલેશનો નાશ થાય, દ્રવ્યપ્રાપ્તિ સારી થાય. તેમજ સંતાન વેહેલાં થાય, તેમાં બે પુત્ર થાય. પેહેલા ખોળાનો પુત્ર લક્ષણવંતો, કોઈ પંડિતના જેવો થાય. અને જે છે તે, બધી વાતે સુખ થાય.

**જગજીવન**—વારૂ એ વાત તો ખરી, પણ જુવો જોઈયે, જયકુમારી સાથે ભાણિયાના "મળતા વશેક" આવેછે?

**જોશી**—હા, જોઊં. (વેઢા ગણેછે.) ધન, મકર, કુંભ, મેષ, મિથુન, કન્યા, તુળા...... (ડોકું ધુણાવીને) જુવો ભાઇ, મારૂં માનો તો, એ તો વાતજ જવા દેજો. પ્રથમ વર્ષમાંજ વરને વ્યાધી થાય; સાસુ સસરામાંથી કોઈનો નાશ થાય, પુત્ર પ્રાપ્તિ થાય નહિ. જપજપાદિક અનેક કરાવે તો એક પુત્રી થાય, પણ જીવે નહિ.

**ઝવેરભાઇ**—ઓ મારા બાપ! જોયું કે અલી, જોજે હવે ફરીથી વાત કરતી.

**જગજીવન**—નારે ભાઈ! એમ કેમ થાય, જુવોને જોશી બાવા કશું એ વાતમાં જાણતા નથી, તોપણ શાસ્તરમાં આવ્યું તેમ કહ્યું.

**જોશી**—હા ભાઈ. અમારે તો મ્હોડાની વાત નહિ. જેમ આવે તેમ કહિયે; પણ કોહોને! જયકુમારી એ તે કિયા શેઠની છોકરી?

**જગજીવન**—અરે શેઠ શેના, એક કો'ક ગામનો આવી રહેલો ભીખારીદાસ છે તેની છોકરી, જરા રૂપાળી ને ભણેલી છે તેથી અમારાં બેહેન તેના ઉપર મોહી ગયાં છે. તેને મા બા તો છે નહિ. એવાને ઘેર વિવા' કરવાનો આપણો ઘાટ ?

**જોશી**—એ તો કાંઈ ગૃહસ્થનુ લક્ષણ નહિ. રૂપ, ગુણ ગમે તે હોય પણ શું થયું. શાસ્ત્રમાં કહ્યું છે કે :—

वरयेत्कुलजां प्राज्ञो, विरूपामपि कन्यकाम्
रूपशीलां न नीचस्य, विवाह· सदृशे कुले.

**અર્થ**—કન્યા રૂપ વિનાની હોય પણ સારા કુળની હોય તો ડાહ્યા પુરૂષોએ તેની સાથે લગ્ન કરવું, પણ ઘણી રૂપાળી ગુણવાળી છતા નીચા કુળની હોય તેની સાથે પરણવું નહિ. કેમકે લગ્નનો સંબંધ તો બરાબરિયા કુળવાળા સાથેજ થાય.

**ઝવેરબાઇ**—જીવતા રેહેજો. શપાઈની પાડોશમાં સુખલાલ શેઠના ઘરની જાન જાય એવું કોઈ દિવસ ધરતીનું પડ ફરે તોયપણ બને ?

**જોશી**—ના મહારાજ એમ તો થાય નહિ. અમે તો અમારા જોસમાં આવ્યું તેવું કહ્યું. રામદાસની છોકરીના જન્માક્ષર પ્રાણલાલના જન્માક્ષરની સાથે બરોબર મળેછે, ને જયકુમારીના નામ ઉપરથીજ ગણિત કરતાં વિઘ્ન આવી પડેછે. અમે અમારા ધર્મ પ્રમાણે કહી દીધું, પછીથી કરવું કે નહિ એ તમારા હાથમાં છે. વળી જુવો શાસ્ત્રમાં કહ્યું છે કે :—

तादृशी जायतो बुद्धिर्व्यवसायोपि तादृशः
साहायास्तादृशा एव यादृशी भवितव्यता.

**અર્થ**—બનવા કાળ જેવો હોય તે પ્રમાણે બધાં સાધન આવીને મળે, નિશ્ચય પણ તેવોજ થાય અને બુદ્ધિ પણ તેવીજ સૂઝે, માટે અમારો તો કેહેવાનો ધર્મ છે તે પ્રમાણે કહિયે છિયે, કે આજ જો યોગ આવ્યો ના હોત ને, બધા એકઠા મળ્યા ના હોત તો કદાપિ જયકુમારી સાથે વિવાહ કરી બેસત તો માઠો પરિણામ થાત, પણ માઠું કરવું ઈશ્વરને ગમતું નથી, તેમાં વળી તમ સરખા ધર્માત્માનું તો તે કરેજ કેમ; માટે આજે સારી બુદ્ધિ સૂઝી છે. પછીથી આડું અવળું જોયા વિના કરી નાંખવું હોય તો યજમાનની ઇચ્છા.

**જગજીવન**—નારે ભાઈ, હાથમાં દીવો લઇને કૂવામાં કેમ પડાય જો ? હજી સુધી વિવા' તો કર્યો નથી ને કદાપિ જાણ્યા વિના કરી દીધો હોય

તોપણ શું થયું ? હવે જાણી બૂજીને પીડા ઉભી કરી લેવાય નહિ. કેમ શેઠ બોલતા નથી ?

**સુખલાલ**—વિચારવા જેવી વાત છે.

**ચંદ્રભાગા**—ના, તે હવે તો જયકુમારી રહી એને ઘેર; સુખને માટે છોકરા પરણાવવા ને તેમાંથી માઠું થાય તે કાંઈ કામનું નહિ.

**ઝવેરબાઈ**—હવે તું સમજી. આટલી વાર મેં માથું ફોડયું પણ તારા દિલમાં ઉતરતું નોહોતું. ઠીક થયું જે જોશીજી તમે આવ્યા. (એક રૂપિયો ને સૂપડું ભરી દાળ લાવીને જોશીને આપછે.)

**જોશી**—સર્વેનું કલ્યાણ થાઓ, હવે અમે જઈશું, કામ પડે તો બોલાવજો. (રસ્તામાં જતાં જતાં પોતાના મનમાં) ચાલો, આજે તો આપણું કામ થયું. આપણે શું. "વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" રામદાસની છોકરી જેકલીના જન્માક્ષર મળતા આવતા નોહોતા તે રૂ. ૨૫ આપવાના શેઠે કસ્યા એટલે મળતા કરી આપ્યા, એમાં આપણું શું ગયું? ચાલો આણ બાજરી લાવવા ચાલશે.

**સુખલાલ**—(બધાંને) ઠીક છે ત્યારે, આપણે રામદાસને ઘેર કરવું.

**જગજીવન**—પંદરસેં રૂપિયાની પેહેરામણી બીજું કોણ આપનાર છે?

**સુખલાલ**—એમ કે ? ત્યારે તો હવે વાંધો રહ્યો નથી. પ્રાણલાલ દશબાર દિવસ સોરો આવી પોહોંચશે, એટલે પછી લાગલો પરણાવી દઈશું. (સુખલાલ તથા ચંદ્રભાગા જાયછે.)

**જગજીવન**—(પોતાની માને હળવે રહીને) બેહેન તો મૂર્ખી છે, આપણાથી ગરીબને ઘેર થાય ? રામદાસે મુન્યમ સાથે કાહાવ્યું છે કે જો અમારે ઘેર ઠરશે તો રૂ. ૨૦૦) આપીશું. ચાલો આપણું કામ થશે. આપણે કાંઈ ભાણિયાનું બગાડીને રૂપિયા લેતા નથી કે પરમેશ્વરના ચોર થઈયે. આ તો બે કામ થાયછે, ભાણિયાને સારૂં ઘર મળે છે ને આપણું કામ થાયછે. કન્યા ભાણિયા જોગ તો નથી, પણ બીજી ક્યાંથી લાવિયે ?

**ઝવેરબાઈ**—તું નીચે જોશીના સામો ગયો ત્યારની હું ચેતી હતી. કન્યાની માશી આજ સવારમાંજ આપણે ઘેર આવીને મને કહી ગઈ હતી કે "અમારૂં ઘર કાંઈ ખોટું નથી, અમારે બીજો વર લાગનો હોત તો આટલી બધી તાણાતાણ કરત નહિ પણ બીજો કહિ લાગ નથી, માટે મારી બેહેને કહ્યું છે કે તમે આ કામમાં જો નજર રાખશો, તો તમને રાજી કરીશું." હું તને કેહેવાની હતી એટલામાં તું વેહેલો વેહેલો જમીને અહિ આવ્યો ને હું કામમાં પડી એટલે ભૂલી ગઈ. વારૂ ઠીક થયું તને

રૂ. ૨૦૦ ) આપશે ને મને રાજી કરવાનું કહ્યું તે હું પણ એટલાજ રૂપિ-આ વગર રાજી શું કરવાને થઇશ ? જે થયું તે ઠીક થયું, હવે હું નીચે જાઉંછું, તું તારૂં કામ કર. ( જાયછે.)

---

## प्रवेश ३ जो.

### स्थळ, सुखलालनुं घर.

**સુખલાલ**—( પોતાના મનમાં ) જયકુમારીની સાથે વિવાહ કરવામાં આટલું બધું ખોટું થાય એવું છે તો એ વાત હવે ખચીત જવા દેવી. પેલા મોતિયાએ ભમાવી દીધો તેથી હું ભમી ગયો. આમ્ આડા કાન કરીને કરિયે તો ખરા, પણ જન્મારા સુધીની કેહેણી રહી જાય. શાસ્તરમાં એવાને ઘેર વિવાહ કરવાની ના કહી છે તો પછીથી આપણાથી થાય નહિ. સારૂં થયું જે એનું મન પાછું બદલાઈ ગયું. નહિકર વળી પાહાડ ફેરવવો અને એનો વિચાર ફેરવવો બરોબર થઈ પડત. એ પેલી ઉતાવળી ઉતાવળી આવે, જોઇયે શું કેહેછે.

**ચંદ્રભાગા**—( પ્રવેશ કરીને ) જાણ્યું કે, હવે આપણાથી જયકુમારી સાથે લગન થાય નહિ, પણ મદનમોહના ને બધાં પેલાં આવે. હવે એમને શું કહું ?

**સુખલાલ**—સુખે ના કેહેવી. હું મારી મેળે જઈને દિવાનખાનામાં બેસુંછું તું પતવી દેજે.

**ચંદ્રભાગા**—હું તો ચોખ્ખી ના પાડીશ, અને કહીશ કે હવે તમારે મારે ઘેર આવવું નહિ.

**સુખલાલ**—એમાં શો શક, જ્યારે આપણે કરતવ નહિ ત્યારે આવવા દઈને પછી શું કામ રહ્યું ? ( જાયછે. )

( મદનમોહના, વિજયાકુમારી અને જયકુમારી પ્રવેશ કરેછે. )

**ચંદ્રભાગા**—( ત્રણેને ) આવો સર્વે !

**મદન૦**—વિજયા૦ હા આવ્યાં.

**જયકુમારી**—( વંદન કરવા જાયછે. )

**ચંદ્રભાગા**—એવા ચાળાથી હું ભોળવાવાની નથી. એમ ના કરશો. ( તેને તરછોડી નાંખેછે. )

**જયકુમારી**—( ચંદ્રભાગાનું વલણ બદલાયલું જોઈને ) કેમ, આજે જરા આપની કદ્દા નજર જેવું કેમ દેખાયછે ?

**ચંદ્રભાગા**—ગફ્રા નજર શેની જે ? મારે તો કેહેવાનું એટલું જે તમારે અમારે મેળ આવે એમ નથી, માટે હવેથી મારે ઘેર આવવું નહિ. લોકો અમારી નંદા કરે.

**જયકુમારી**—( ઉતરી ગયલે મ્હોડે ) બહુ સારૂં. હું આ ચાલી. મને પ્રથમથીજ ખબર હોત કે તમે તમારો વિચાર ફેરવ્યો છે તો હું આવત નહિ. ( જાયછે. )

**મદનમોહના**—કાકીજી, તમે તમારો વિચાર કેમ ફેરવ્યો ?

**ચંદ્રભાગા**—તમારે એ બાબત મને કાંઈ પૂછવું નહિ. અમને એમ લાગ્યું માટે ના કહી.

**વિજયાકુમારી**—( મદનમોહનાને ) આજે કાકીજીના જીવને સુખ નહિ હોય એમ લાગેછે, માટે એ વિષે આપણે વધારે પૂછપરછ કરવાની જરૂર નથી, એ તો રીસના આવેશમાં એમ બોલી જાયછે પણ જયકુમારીને કંઇ જવા દેનાર છે ? હોય. બે ઘડી સુખ ના હોય ત્યારે એમ પણ બોલે.

**ચંદ્રભાગા**—( સાંભળીને ) તમારા જેટલું ડાહાપણ તો મારામાં છે. કોણ તમને ડાહ્યાં કરેછે જે બોલ બોલ કરોછો ? જયકુમારી ખાડમાં કાં નથી પડતી ! મારે શું. ખબરદાર જો તમે એ બાબતની વધારે વાત કાહાડી તો.

**મદનમોહના**—અરે કાકીજી ! તમે એવડાં બધાં તપી શું કરવાને જાઓછો. અમે તો તમારાં છોકરાં જેવાં છિયે. અમને ગમે તેમ કેહેશો તેથી ખોટું લાગવાનું નથી. પણ જરા કૃપા કરીને કોહો તો સારૂં કે તમારો વિચાર કોણે ફેરવ્યો ?

**ચંદ્રભાગા**—કોઈયે ફેરવ્યો નથી, મેં મારી મેળે ફેરવ્યો છે. જોશીને પૂછ્યું તેમાં જયકુમારી સાથે પ્રાણલાલના મળતાવશેક આવ્યા નહિ માટે મારે તો કરવું નથી.

**મદનમોહના**—ત્યારે તમારે જયકુમારીને એવું કેહેવું જોઇતું હતું. આવી સમજુ છોકરીને એક વાર લાલચ બતાવી, બીજી વાર હુડતાવી નાંખવી, એ તમને ઘટે નહિ. રે ! એને કેટલું બધું માઠું લાગ્યું છે, તે તમે એનો જતી વેળાનો ચેહેરો જોયો હોત તો જણાઈ આવત. ખરી વાત જો તમે એને કહી હોત તો એટલું બધું લાગત નહિ. પણ હશે ચિન્તા નહિ. વારૂ જોશી તે સારો ભણેલો હતો કે ટીપણું જોઇ ખાય એવો હતો ! જો ભણેલો હોય ત્યારે તો કાંઈ તેનું વજન પડે ખરૂં.

**ચંદ્રભાગા**—ભણેલો નહિ તારે અમથો ? પેલો શિવરામ જોશી, બધાંની જનમોતરિયો કરેછે તે હતો.

**મદનમોહના**—હા, એનું તો ઘણા લોક માનેછે. વારૂ મળતાવશેક શી બાબતમાં ના આવ્યા જે ?

**ચંદ્રભાગા**—( જરા નરમ પડીને ) એ તો કેહેજે–પરણ્યા પછી વરને રોગ થાય. સાસુ સસરામાંથી કોઇ મરી જાય, ને છોકરાં થાય નહિ. તારે એવી નિસાસણીને મારો છોકરો પરણાવીને શું કરૂં ? જોશિયે વળી શાસ્તરમાંથી એક અશલોક કહ્યો જે, કુળવાળી, રૂપાળી ના હોય તોપણ તેને પરણવું, પણ કુળ વગરની રૂપાળી ને સમજુ હોય તો તેની સાથે પરણવું નહિ.

**મદનમોહના**—આટલું બધું જોશિયે કહ્યું ત્યારે તો તમારો કાંઈ વાંક નથી; વારૂ એ જોશી મહારાજ એમની મેળે આવી ચડયા હતા કે તમે બોલાવ્યા હતા ?

**વિજયાકુમારી**—બોલાવ્યાજ હશે તો. બોલાવ્યા વિના કાંઈ આવે ?

**ચંદ્રભાગા**—ના મેં તો નોહોતા બોલાવ્યા, પણ જયકુમારી સાથે વિવાહ કરવાની સલાહ પૂછવા હું મારી મા પાસે ગઇ હતી ત્યાં આવ્યા હતા.

**મદનમોહના**—તમારી માની ઈચ્છા તો રામદાસને ઘેર વિવાહ કરવાની હશે. નહિ વારૂ ?

**વિજયાકુમારી**—હાસ્તો વળી, રામદાસશેઠ વિના એમના લાયક બીજું કોણ છે ?

**ચંદ્રભાગા**—મારૂં મન તો જયકુમારીનામાં હતું પણ એમનો બધાંનો એવો વિચાર ખરો. ને જોશિયે આવું કહ્યું, તેથી મારૂં મન જયકુમારી ઉપરથી ઉતરી ગયું, તેમ એમનું પણ ઉતરી ગયું.

**વિજયાકુમારી**—ત્યારે તો મારા કાકાજી પણ ત્યાં હશે ખરા.

**ચંદ્રભાગા**—હા, એ હતા, મારા બે ભાઇ હતા, મારી મા ને હું, ને પછીથી જનમઅચ્છર લઇને જોશી આવ્યા.

**મદનમોહના**—મને લાગેછે કે રામદાસને ઘેરથી જન્માક્ષર તો આવ્યા હશે.

**ચંદ્રભાગા**—હા, ને જેકલી સાથે " મળતાવશેક " સારા આવ્યા તેથી બધાંએ ત્યાં વિવાહ કરવાનો ઠરાવ કર્યો.

**વિજયાકુમારી**—ખરી વાત, બધાંની મરજી જેકલી ઉપર થઇ એટલે પછી તમે શું કરો. હવે પ્રાણલાલ આવશે તો.

**ચંદ્રભાગા**—હા, દશેક દાહાડા સોરો આવશે એવું એ કેહેતા હતા, આવે કે તરત પરણાવી દેવાનો વિચાર છે.

મદનમોહના—હવે મ્હોટા થયા એટલે પરણાવ્યા વિના સિદ્ધિ છે ? ચાર અમે હવે જઇશું હો ! ( બને જણ નિશાળમાં જાયછે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, નિશાળ.

જયકુમારી—( એકલી. )

દુહા.

કરણી જે કરવા થકી, કોપે તું કર્તાર;
તે કદિ મેં નહિ કંઈ કરી, તો આ શો શિરમાર ?
સુખ ખાજું મુખમાં ધરી, ખાઉં તો ખૂંચી જાય;
વળી પાછું વચ્ચે ધરે, મુજ જીવ મસ લલચાય.
ઇચ્છે જો તું ચખાડવા, ઝટ લઈ મુને ચખાડ;
નહિકર લલચાવ્યા વિના, દે નાખી દુઃખખાડ.
પ્રાણલાલ મુજ પ્રાણનો, એક કર્યો આધાર;
હવણાં અળગી એ થકી, કરે કેમ કર્તાર ?

વિજયાકુમારી—( પ્રવેશ કરીને જયકુમારીની સ્થિતિ જોઈને ) જયકુમારી ! તમે સમજુ થઈને આટલાં બધાં શોકાતુર થઈ જાઓછો એ તમને યોગ્ય નથી.

મદનમોહના—ખરી વાત તમે જાણતાં નથી એટલામાં તમારે નિરાશ થવું જોઇયે નહિ.

જયકુમારી—મારા મનમાં સદા આવ્યાં કરતું હતું, કે, આ અસંભવિત વાત કોઈ દિવસ બનનાર નથી. તથાપિ કદાપિ બનશે તો વચ્ચે ઘણાં વિઘ્ન આવી પડશે.

મદનમોહના—પ્રિયા જયકુમારી ! કામ જરા કઠિણ છે એ વાત ખરી, અને તેથી વિઘ્ન તો આવી પડશે, પણ છેવટે ઈશ્વરેચ્છાથી તમે જય પામશો માટે ધીરજ રાખો.

જયકુમારી—ચંદ્રભાગાના મનનું કારણ કાંઈ જણાયું ?

વિજયાકુમારી—એ તો અમે યુક્તિબંધ પૂછી લીધું છે. ( બધી વાત માંડીને કેહેછે. )

**મદનમોહના**—એ લોકોને નજરમાં આવે એવા કુતર્ક કરવા ઘો. જોરાવરીથી એ કાંઈ પરણાવી શકનાર નથી. તમે જરા પણ ગભરાશો નહિ. ધીરે ધીરે જોયાં કરો કે શો પરિણામ થાયછે. તમે અમારા કરતાં ઘણું વાંચ્યું છે, તેથી આવી વેળાએ અમે હિંમત હારી જઇયે, પણ તમારે તો જરા ગભરાવું નહિ. દમયંતિના ઉપર એના સ્વામી, નળરાજાનો કોપ થયો હતો, તોપણ છેવટે હિંમત રાખવાથી પોતાના ધણીને મળી; તો તમારા થનારા સ્વામી તમારા ઉપર ઘણા પ્રસન્ન છે, અને બીજા કોઇને પરણુનાર નથી એવું પત્રદ્વારાએ વચન આપેછે, તો પછી તમારે શા માટે શોક કરવો જોઇયે ?

**જયકુમારી**—છેવટે તો મારી ઈચ્છા ઇશ્વિર પૂર્ણ કરશે, એવો મને ભાસ થાયછે, પણ મારે માટે કેટલાં બધાંને સોસવું પડશે એનો હું જ્યારે વિચાર કરૂંછું ત્યારે મને ઘણું લાગેછે. તમે બંને જણુ મારે વાસ્તે નિત્ય તમારી અમૂલ્ય વેળા રોકોછો, તમારા બન્નેના પતિ રાત્રદિવસ અમારાજ વિચાર કર્યા કરેછે. વળી મારા પ્રાણપ્રિય અહિ આવશે ને આવો ઢંગ દેખશે ત્યારે એમના જીવને કેટલી બધી દુઃખ્યા થશે, એ જ્યારે મારા વિચારમાં આવેછે ત્યારે મને ઘણું લાગેછે.

**વિજયાકુમારી**—તમારી સોબતથી અમને એટલો બધો લાભ થયેલો અમે સમજિયે છિયે કે તમારે માટે અમારા ઉપર મ્હોટી પીડા આવી પડે તોપણ અમને કાંઈ લાગે નહિ.

**મદનમોહના**—તમે તો એક પૂજ્ય છો, તમારા કામની અમે ચિન્તા રાખિયે નહિ તો પછી કોની રાખવાની રહી ?

**જયકુમારી**—તમે આવાં પ્રિયવચન બોલીને મારા હૃદયને વધારે ભેદોછો, આપણી જાતિમાંથી આવાં વચન બોલનારી કેટલી બધી ઓછી છે ?

**મદનમોહના**—તમારે એવો વિચાર કરવો નહિ, તમે અમારાંસખી છો તેથી જે ના કરિયે તે ઓછું. અરે પેલો ટપાલનો પટાવાળો કાગળ લઈ આવેછે ?

**જયકુમારી**—ખરે, પ્રાણુલાલ ભણીથી આવેલો હશે. ( સિપાઈ કાગળ આપેછે તે લઇને ) હા એમજ છે, આ એક મારો, અને લ્યો આ બીજો મોતીલાલનો છે. ( આપેછે. )

**મદનમોહના**—(હાથમાં કાગળ તાળીને ) કાગળ તો વજનદાર જણાયછે તેથી વિજયાકુમારી ! એમાં આપણો પણ હશે. ચાલો તમે મારે ઘેર, કાગળ વાંચ્યા પછી જજો,સો વશા તો આ વેળાએ છોટાલાલ પણ ત્યાંજ હશે.

**વિજયાકુમારી**—હા ચાલો, હું પણ સાંજ આવુંછું. ( જયકુમારીને ) અહો પ્રિય સખી ! તમને તમારા પ્રાણપ્રિયના પત્રથી અત્યાનંદ પ્રાપ્ત થશે, તેમાં આજની સ્વપ્ન સરખી બનેલી વાત વિષેનો શક મનમાં આણ્યા કરશો નહિ. છેવટે આપણું કામ સિદ્ધ થયા વિના રેહેવાનું નથી.

**મદનમોહના**—વિજયાકુમારી કેહેછે તે યથાર્થછે, અમે જઈયે છિયે.

**જયકુમારી**—અહો પ્રિય સખિયો તમારા સમાગમથી મને ઘણો આનંદ ઉપજેછે; તેથી આવે સમયે તમારો મેળાપ ઘણી વાર ઇચ્છુંછું. મને જો અવકાશ મળશે તો હું મોતીલાલ પાસે કાગળની વાતસારૂ આવીશ. મને લાગેછે કે આ વર્ત્તમાન એમને તમે કેહેશો તેથી એ વિષે શું કરવું, તેનો એ વિચાર કરી રાખશે, વારૂ, હવે ઘણી વાર થઈ એટલે પધારો, હું પણ આ સુખદ પત્ર વાંચીને ઘેર જઈશ, ( બંને જણ જાયછે અને જયકુમારી પત્ર વાંચેછે. )

અહો પ્રાણવલ્લભા !

તમે મારી માગણી, જે પત્રદ્વારે માન્ય રાખી છે, તે આનંદમય પત્ર વાંચીને હું મહા હર્ષિત થયો છું. પ્રથમ, પત્ર હાથમાં આવ્યું તે અવસરે મનમાં વિચાર થયાં કરતો હતો કે "પ્રિયા જયકુમારી મારી થઈ હશે કે નહિ ?" ખરે, છેવટે તમે મને નિરાશ નહિ કરયો. આહા ! કેવો હું ભાગ્યશાળી. અહો પ્રિયા ! તમારા વિના મારૂં મન તૃપ્ત થાત નહિ; તમારા વિના મારૂં એકાંત સ્થળ શોભત નહિ; તમારા વિના મારાં પુસ્તકોનો ઉપયોગ કરી શકે એવી કોઈ બીજી મળી શકત નહિ; અને તમારા વિના ટુંકામાં કહું તો કોઈ દિવસ હું સુખી થાત નહિ. પ્રિયા જયકુમારી ! તમારૂં મન જેવું નીતિના શૃંગારથી સુશોભિત થઈ રહ્યું છે તેમજ તેને ધાર્મિકપણું પણ પ્રાપ્ત થયેલું છે એ જાણીને મને ઘણો આનંદ થાયછે. અન્તે સાર વસ્તુ ધર્મ છે અને તે ઈશ્વરના ઉપર આસ્થા ચોટયા વિના પ્રાપ્ત થતો નથી. તમારા પત્રને મથાળે ગીતિ છે, એણે આ વિષેના મારા મનમાં ઘણા વિચાર ઉત્પન્ન કરયા.

પ્રાણપ્રિયા જયકુમારી ! તમારા પત્ર માંહેલા છંદાએ તમારા વિષેનોજ છંદ મને લગાડી દીધો છે. જ્યાં ત્યાં હું તમારી મનહર છબી દેખું છું પણ એ સઘળાં ફાંફાં છે; જ્યારે પ્રત્યક્ષ મળીશ ત્યારેજ પૂરો સંતોષ થશે.

**માલિની વૃત્ત.**

મનહર છબી તારી, ચિત્તને ભેદનારી,
અહિતહિ નિત ન્યાળું, વેદના વેઠી ભારી;
પણ તદન પ્રિયા એ, ઝાંઝવાં નીર જેવું,
કર નહિ કદિ આવે, ભાસ લાગેછ તેવું.

ખરે એ તો ફાંફાં છે.

### દુહો.

કાન શુણે રવ મનનયન. જાણું નિહાળે અંગ;
ભણકારા લાગે ઘણા, પણ ભ્રમ એ મનભંગ.
ખરી ખુશી ત્યારે થશે, મળશો જ્યારે આપ;
આંખો, આંખો દેખશે, તો ટળશે સંતાપ.

અહો પ્રાણપ્રિયા ! તું ખચિત કરી રાખજે કે હું તને કોઈ વાતે દગો દેનાર નથી. મારાં માતાપિતા અને સગાંવાહાલાં કેવા ઘાટ ઘડતાં હશે તેથી હું હજાણા અજાણ છું તોપણ, મારા પોતાના નિશ્ચય પ્રમાણે હું તારો થઈ ચૂક્યો છું, તે હવે આ દેહ છે ત્યાં સુધી મિથ્યા થઈ શકનાર નથી. ઈશ્વર કૃપાથી પવિત્ર વિધિ કરવાનો અવસર આવશે તે સમયે બધાંની સમક્ષ હું જે જે વચન આપીશ તે તે વચન મારા અંતઃકરણપૂર્વક પાળવાને ચૂકીશ નહિ. અને મને તારો વિશ્વાસ છે, તું તો એક ત્મેક્કો છે. બ્રહ્મદેવે તને તો પોતાની નવરાસની વેળામાં પોતાની કારીગરીનો નમુનો બતાવવા માટેજ ઘડી છે, એટલે પછી મારે લખવાનું બાકી રેહેનું નથી, ખરે ! એમ જો ના હોય તો આટલી બધી સ્વાભાવિક સમજ તારામાં ક્યાંથી ? થોડી વારમાં સાધારણ રીતે કેળવતાં આવો ભભકો ક્યાંથી નીકળી આવે ? પ્રિયા ! મારૂં હાલમાં અપૂર્ણ અંગ છે તેમાં તારૂં અંગ આવીને મળશે ત્યારે આપણું અને સંપૂર્ણ એક અંગ બનશે. તે અવસરે તને અત્યાનંદ થશે તેથી કદાચિત્ને તારા ચિત્તની કેવી વલે થશે ને વિષેની તને ભ્રાન્તિ થાયછે પણ એ ખોટી છે. જેવો તને આનંદ થવાનો તેવો અને તેટલોજ મને થવાનો. સજાતિની વસ્તુઓ એક બીજામાં મળી જાય તો વિકૃતિરૂપ કદાપિ બને નહિ. ઉલટી ભેગ વિનાની સ્વચ્છ વસ્તુ બને, તેમ તારા આનંદરૂપી અંગમાં તેવુંજ બની રહેલું મારૂં આનંદરૂપી અંગ મળશે એટલે બંને સ્વચ્છ આનંદની એક અતિ રમણીય શુદ્ધ છબી બનશે, તે કરતાં બીજું સારૂં કિયું ?

આપણું બન્નેનું અંગ એક થયું એટલે મારા મનમાં જે ભાવ ઉઠશે તેનો પ્રતિભાવ તારામાં ઉઠશે, તેથી, વચ્ચે કોઈ પ્રકારનો વાંધો પડશે નહિ, એટલે આ સંસારસાગરમાં વાહાણ ચલાવવાનો તારા ભણીનો મને યોગ્ય આશ્રય મળશે એવું કથન તું કરે છે તે યથાર્થ છે.

પ્રિયા જયકુમારી ! તારા સરખી જોડ મને મળી તેથી હું મને પોતાને મ્હોટો ભાગ્યશાળી સમજું છું. તેમ છતાં બીજાની સાથે સંબંધ થવાથી તને મારા સંબંધના એક ચતુર્થાંશનું સુખ પ્રાપ્ત થાત નહિ એવું લખેછે તે તો મનોમન સાક્ષીની એક નિશાની છે.

તમારા સુજ્ઞ પિતાજિયે આપણા લાભમાં પોતાનો વિચાર જણાવીને બંનેને સુખી કરયાં છે. મારાં માતપિતા વિષેનો શક તમારા બંનેના મનમાં ઉત્પન્ન થાયછે, તેમ મારા મનમાં નથી થતો એમ નથી. પણ એ વિષે મારે કાળજી રાખ્યે સિદ્ધિ નથી. તેઓ સમજીને વચ્ચે નહિ પડે તો તેઓ પોતાના શુભેચ્છક પદને પાત્ર થશે અને તેમણે તેમનો ખરો ધર્મ બજાવ્યો ગણાશે, કેમકે માબાપે સદા પોતાનાં છોકરાંને સુખ થાય તેમ ઈચ્છવું અને કરવું

એવો તેમનો ધર્મ છે, તેમ છતાં આ વિષે કોઈ પણ પ્રકારનો વાંધો ઉઠશે તો, મારે મારૂં ફાવતું કરવું પડશે, કારણ લગ્નની બાબત કાંઈ જેવી તેવી નથી. અગ્નિમાં હાથ ઘાલવાનું કેહેનારને વેઠવાનું નથી તેથી તે ગમે તેમ પોતાની સમજ પ્રમાણે કેહે, પણ વિચારવંતને વિચાર કરવાની અગત્ય છે. તેમ જેની સાથે લગ્ન થવાનું તેનાથી કેવા પરિણામ થશે તેનો અગાઉથી વિચાર કરયા વિના ઘણાં ખરાં અવિચારી માબાપ અને સગાંવાહાલાં, વિવાહપ્રસંગમાં સ્વતંત્ર સત્તા લઈ પહોને સમજુ અને વયે પોહોચેલાં છોકરાંની શી ઈચ્છાછે તે પૂછયા વિના તે સત્તાનો ફાવે તેમ ઉપયોગ કરે તો ઈશ્વરનાં અપરાધી થાય એવી મારી સમજણ છે. આપણા લોકમાંથી આ વિષેનો યથાર્થ વિચાર કરનારની ઘણી અછત છે, તેથી ઘણાંનું અનહિત થાયછે. વડીલની યોગ્ય આજ્ઞાનું અપમાન ન કરવું; પણ અયોગ્યનીનું જો કરતા નથી તો આપણે ઈશ્વરના વાંકમાં આવી જઈયે છિયે, સમજણમાં ઉતરી શકે એમ હોય તોપણ જે આપણો સ્વાર્થ બગાડવા આગળ પડે તો તે આપણા હેતસ્વી અને શુભેચ્છક કેહેવાય નહિ. ત્યારે એવા માણસોની અયોગ્ય આજ્ઞાનું કદાપિ અપમાન થયું તો ચિન્તા નહિ તેઓ તો પોતાનો ધર્મ વિચારીને વર્તે તો આપણે વચ્ચે પડવાની કશી અગત્ય રેહે નહિ પણ કોઈ નઠારી જોડ મેળવી આપીને પોતાનાં પ્રિય સંતાનનું આખું જિવતર બગાડવા ધારે તો પછી તેણે પોતાનો મરતબો ઓછો કરી નાંખ્યો એમ સમજવું. આપણા લોકો આ વાતમાં ઘણા ઘાયલ થયેલા છે કે જેના મરણ સુધી ઘા રૂઝાયા નથી, અને જેઓએ પોતાનું આખું જિવતર કજિયા કંકાસમાં કાહાડયુંછે. આવા દુષ્ટ ચાલનો હવે અટકાવ અવશ્ય થવોજ જોઈયે.

મારી ન્હાની મામી કમળા નામની દુષ્ટ સ્ત્રી છે તે પોતાના સ્વામી આદિને બહુ સંતાપેછે, તેની સાથે મારા પ્રિય મોતીલાલનો વિવાહ તેના અવિચારી મામાએ કરી રાખ્યો હતો, પણ છેવટે પોતે મદનમોહના સરખી સુજ્ઞ સ્ત્રીને પસંદ કરીને પરણ્યા તો આજે સુખમાં દિવસ કાહાડેછે. દુષ્ટ કમળા સાથે મોતીલાલ પરણ્યા નહિ તેથી અવિચારી લોકોએ નિંદા તો કરી, પણ છેવટે જે કરવાનું તે કરીને રહ્યા. મામાને તો ખોટું લાગે એમાં નવાઈ નહિ પણ તેને લીધે તેમનાં બેહેન (મોતીભાઈની મા) મરડાયાં. તે કશાનો દરકાર નહિ કરતાં મોતીભાઈયે પોતાનું ધારયું કરયું તો સુખી થયા. કમળી મળી હોત તો તે એકે દિવસ સુખી રેહેત નહિ. એમનાં મા હવે સમજ્યાં અને મદનમોહનાની બુજ હવે જાણી. માટે સગાંવાહાલાં અડાઈ કરે તો ભલે કરે. મોતીલાલનો લોકોએ ભવાડો કરયો હતો તો હું તેનો મિત્ર છું. મારો પણ ભલે કરતા. પ્રિયા જયકુમારી! આ વિષે તારે વેહેમ આણવો નહિ. અજ્ઞાનિયોની અડાઈની સામો થઈને હું તારી સાથે પરણીશ તો મને એકલાને લાભ થશે એમ નથી, મારો દાખલો જોઈને વળી બીજો કોઈ નીકળશે, તેનો જોઈને ત્રીજો એ પ્રમાણે કેટલીક વારે આપણા રિવાજોમાં લાભકારક ચાલ દાખલ થશે. જયકુમારી! મારા ભણીના આ કરતાં વધારે પક્કા ઠરાવની અગત્ય હવે તમને પડશે નહિ.

છોકરિયોની નિશાળ સુધારી લઈને તમે તમારી કીર્તિમાં વધારો કરયો છે તેથી મને

ઘણો આનંદ થયો છે અને આશા રાખુંછું કે એ પ્રમાણે આગળ ઉપર પણ તમારી જ્ઞાતિનું ભલું થવા ઉપર તમે નજર રાખતાં રેહેશો.

મોતીલાલ અને છોટાલાલ ઘણા સુજ્ઞ છે એવું તમે લખોછો તે યથાર્થ છે. એમની મિત્રાઈથી મને ઘણો લાભ થયો છે અને થશે. કદાપિ તમારો મારો સંબંધ એમના જાણ્યામાં ન હોય તોપણ તમને બનતો આશ્રય આપે તો જાણું ત્યારે આપે એમાં નવાઈ નથી. મારાં માતાપિતા કેવા સ્વભાવનાં છે તે હું સારી પેઠે જાણુંછું. એમણે બંનેએ તેમના વિચાર જે યુક્તિથી ફેરવી દીધા છે તે સ્તુતિપાત્ર છે. એમનું નહિ ચાલે તોજ મારાં માતપિતાનો વિચાર બદલાશે. વળી તેમના યોગ્ય તેમની ગુણિયલ સ્ત્રિયો—મદનમોહના અને વિજયાકુમારીનો આપણને આશ્રય છે એટલે ચિન્તા નથી.

પ્રાણપ્રિયા જયકુમારી! જેમ તું મને જોવાને અધીરી થઈ ગઈ છે તેમજ હું તને જોવાને થઈ રહ્યો છુ. હું કાલે સવારમાં તારા ભણી આવવાને નક્કી નીકળનારછું તેથી હવે આપણી બંનેની ઇચ્છા સત્વર પૂર્ણ થશે.

### માલિની છંદ.

જયકુંવરી જસાળી, પ્રાણપ્યારી તું મારી,
ક્ષણ ક્ષણ ખુબી તારી, યાદ આવે કુમારી!
વિરહ પિડ હવે તો, કેમ વેઠાય કાયા?
બહુજ દુખ દિલે દે, લાગી છે પૂર્ણ માયા.

તમારા પ્રિય પિતાને મારો પ્રણામ કેહેજો. તમને લખવાનુ તો ઘણું મનમાં આવેછે પણ હવે કલમને અટકાવી રાખુછું.

મુંબઈ.
વૈશાખ સુદિ ૭.

લ૦ તમને મળવાને આતુર થઈ રહેલા
પ્રાણલાલનો આશીર્વાદ.

(પત્ર બેચાર વાર વાંચ્યા પછી) હવે મારે કોઈ પણ પ્રકારનો શક આણવાની અગત્ય નથી. કદાપિ વચ્ચે વાંધા આવી પડશે તો લગ્નમાં થોડો વિલંબ થશે, પણ પ્રાણલાલ હવે બીજાના થનાર નથી. હવે આ પાંચસાત દિવસ ક્યમે કર્યા ખૂટશે નહિ. અહો! પ્રાણલાલને જોવાનો આનંદનો અવસર હવે વેહેલો આવે તો કેવું સારૂં. ખરે, એ દેખાવ તો કોઈ જૂદોજ પ્રકારનો બની રેહેશે. આ સુખદ પત્ર આજે આવ્યું ના હોત તો મારી રાત્ર કેમ ખૂટત? મને ચૈન કેમ પડત? મારા મનમાં વિચારના કેવા ઉભરા આવત! પરમકૃપાળુ ઇશ્વરને મારી દયા છે. મને દુઃખ થાય એવું એ કરનાર નહિ. ચાલ. હવે ઘેર જઈને આ સર્વે સમાચાર મારા પિતાજીને કહું. (જાયછે.)

# प्रवेश ५ मो.

## स्थल मोतीलालनुं घर.

મોતીલાલ, છોટાલાલ, અને મદનમોહના.

મોતીલાલ—હેં ! ત્યારે ચંદ્રભાગા ફરી ગયાં ?

વિજયાકુમારી—હાજી, એમજ થયું.

મોતીલાલ—( મોહનલાલનો કાગળ ફોડેછે, ને તેમાં એક મદનમોહના તથા વિજયાકુમારીના ઉપરનો હતો તે તેમને આપેછે.) છોટાભાઈ ! પત્ર વાંચ્યા પછી એ વિષે આપણે વિચાર કરવો જોઈયે.

છોટાલાલ—હાજી, ( મોતીલાલની પાસે બેસેછે. )

મોતીલાલ—સંભળાય એમ પત્ર વાંચેછે ( એટલામાં )

મદનમોહના—વિજયાકુમારી ! ચાલો મારી મેડીમાં આપણે આપણો વાંચિયે.

મોતીલાલ—તમારાથી કાંઈ છાનું નથી. અમારો કાગળ તમારે સાંભળવો હોય તો સુખે સાંભળો, પણ તેના બદલામાં તમારો સંભળાવવો પડશે.

મદનમોહના—ઠીક છે ત્યારે. સાટેસાટું વાળીને, વલ્લભ ખલ્લા કરીશું.

મોતીલાલ—( વાંચેછે )—

મારા પરમપ્રિય મિત્રો,

તમારું ચૈત્ર વદિ ૧૨ નું લખેલું પત્ર આજે પોહોંચ્યું છે. આપણી નિશાળની સારી સ્થિતિ વિષે વાંચીને ઘણો આનંદ થયો, તેનાં વળી નિશાળને સારા પાયા ઉપર આણનાર, જેની મેં ભલામણ કરેલી તેજ મારી પ્રિયા જયકુમારી છે તે વાંચીને અત્યાનંદ થયો. એવું પત્ર આજે મને પોહોંચ્યું છે અને તેનું ઉત્તર પણ મેં આજેજ લખ્યું છે. આપણા નગર શેઠ સુધારાના કામમાં આગળના કરતાં હવે વધારે આશ્રય આપેછે એ પણ આનંદ ઉપજાવનારી વાત છે; તેમજ જજ્જ આદિ યુરોપિયનો ભલાને માટે કેળવણીના કામમાં ઉત્તેજન આપેછે એ સ્તુતિપાત્ર છે. મારા પિતાને અવસરે હાજર રાખવામાં તમે ઘણું ડાહાપણ કર્યું છે. મારી બંને ભાભિયોએ પણ પોતાનો યુક્તિવાળો આશ્રય મને આપીને તેમનો મારા ઉપરનો ભાવ બતાવી આપ્યો છે. તમારો સર્વનો મારા ઉપર પ્રેમ છે તેથી મેરાઈ મારા હકમાં સારું થવાનાં સાધનો તમે ખોળો છો, એથી મારા ઉપર તમારા ઉપકારનો વધારો થયાં કરેછે; પણ મારા મનમાં એ વિષેનું ઘણું આવતું નથી તેનું કારણ એજ કે હું મારા પોતાના સ્વાર્થને માટે જે કરૂં તેમાં મારે પોતાનો ઉપકાર માનવાનો નથી, કેમકે પોતે પોતાના સારૂ કરે એમાં નવાઈ કરી કેહેવાય નહિ. તેમજ તમને મારા કરતાં હું જૂદા ગણતો નથી, તેથી તમે

જે કરે તે મેં પોતેજ કરયું એમ હું સમજું છું અને તમે મારા રૂપજ છો તેથી તમે કરે એમાં નવાઈ લાગતી નથી. આપણો અન્યોન્યનો જે પ્રેમ છે તેના કરતાં કોઈનો ઓછો હોત ને તે મારા સારા સારૂ થોડો પણ યત્ન કરત તો તેનો આભાર મારા સમજવામાં ઘણો આવત.

તમારી મિત્રાઈથી મને ઘણો લાભ થયો છે, અને થાયછે. અરે હું કેમ ભૂલી જહઉંછું. સત્સંગતથી સારાં ફળ થાય એમાં નવાઈ નથી. ભર્તૃહરિ કેહેછે કે:—

जाड्यं धियो हरति, सिंचति वाचि सत्यं
मानोन्नतिं दिशति पाप मपाकरोति
चित्तं प्रसादयति दिक्षु तनोति कीर्त्तिं
सत्संगतिः कथय किन्नकरोति पुंसाम् ?

**અર્થ**—સત્સંગતિ, બુદ્ધિનું જડપણું દૂર કરેછે, વાણીમાં સત્યતાનો સંચય કરાવછે, માન વધારેછે; પાપનો નાશ કરેછે; ચિત્ત પ્રસન્ન કરેછે; અને દશે દિશામાં કીર્તિનો વિસ્તાર કરેછે, માટે કેહો કે સત્સંગતિ પુરૂષને શું કરતી નથી?

અહો પ્રિય મિત્રો! સત્સંગતિથી લાભ ઘણા છે.

તમારી સર્વેની યોજનાથી મારાં માતપિતાએ જયકુમારી સાથે લગ્ન કરવાની સંમતિ આપી એથી મને ઘણો હર્ષ થયો છે, કેમકે કોઈનું મન દુખાવ્યા વિના યુક્તિથી જો આપણું કામ કાહાડી શકાતું હોય તો તેમ કરીને કાહાડી લેવામાં શોભા છે. એ ના કેહે ને આપણે આડા થઈને એમની ઇચ્છા ઉપરાંત કરિયે તો, એમના તથા આપણા બન્નેના જીવને ઉદ્વેગ થાય, અને ઘરની ફજેતી લોક જુવે.

જે લોકો લાંબો વિચાર કરયા વિના, બીજાની સમજ પ્રમાણે ચાલેછે, તેઓનો અભિપ્રાય ફરી જતાં વાર લાગતી નથી, માટે હું કાલે આપના ભણી આવવાને નીકળનાર છું.

આજે અહિંની છોકરિયોની નિશાળ જોવા હું ગયો હતો. આપણી નિશાળની પ્રથમ જેવી સ્થિતિ હતી તે કરતાં અહિંની નિશાળની સારી નથી, ને તમારા પત્રમાં લખ્યા પ્રમાણે હાલની સ્થિતિ સાથે મુકાબલો કરિયે તો આપણે ત્યાંની ઘણે દરજ્જે ચડે. ભરવાના કામમાં આપણી નિશાળ જીતી જાય એમ નથી, એ વિષે ત્યાંના કરતાં અહિં સારા શિક્ષક મળી શકેછે તેથી આ વિષે છોકરિયોની હોંશિયારી સારી છે. આ નિશાળમાં જે કાંઈ ફેરફાર કરવો મારી નજરમાં આવ્યો તે વિષેની એક યાદી નિશાળના મંત્રી ઉપર લખી મોકલી છે, તે ઉપર જો તેઓ લક્ષ આપી વ્યવસ્થા કરશે તો નિશાળની સ્થિતિ ઘણી સારી થશે. સ્રીશિક્ષક મળી આવતા સુધી રાખવાની ભલામણ પણ તેમને કરવામાં આવી છે. અને તેમ કરવાથી આપણી નિશાળ કેવી સુધરી ગઈ તેનો દાખલો પણ આપવામાં આવ્યો છે, હાલ એજ વિનતિ.

મુંબઈ. }
ચૈત્ર સુદિ ૭. }

લ૦ તમારો મિત્ર
માણલાલ સુખલાલ.

**છોટાલાલ**—( મોતીલાલને ) પ્રાણલાલ સરખા સુજ્ઞજનની મિત્રાઈથી આપણને આહા ! કેટલો બધો આનંદ ઉપજેછે.

**મદનમોહના**—તમારા ત્રણની મિત્રાઈ જોઇને મને બહુ ખુશી થાયછે. તમારી ત્રણેની વિદ્યા સરખી, ત્રણેનું જ્ઞાન સરખું, ત્રણેની સમજણ સરખી, અને ત્રણેનું મન સરખું.

**વિજયાકુમારી**—વિચાર મળતા આવ્યા વિના મિત્રાઈ થતી નથી. ગમે તે વિષય હોય, પણ તેમાં ત્રણેનો અભિપ્રાય એકજ આવેછે.

**મોતીલાલ**—( મદનમોહનાને ) પોતાનાં વખાણ કરવાં અથવા કરાવવાં હોય તેની આ એક યુક્તિ છે. તમે અમારી અર્ધાંગના તેથી અમારાં વખાણ કરવામાં તમને તમારાં પોતાનાં વખાણ કરવાનો દોષ લાગુ પડેછે.

**મદનમોહના**—તમે તો જ્યારે ત્યારે એકદમ અમને સપડાવોછો.

**વિજયાકુમારી**—હં, હં, જો જો મદનમોહના ! વરને માઠું લાગે એવું બોલાઇ જવાતું.

**છોટાલાલ**—( હસ્તે મુખે ) મદનમોહનાનું કામ ચોકસ છે.

**મદનમોહના**—કેમ છોટાલાલ સાહેબ ! વહૂવર મળીને મને બનાવવા ઇચ્છોછો કે શું ? પણ કાંઈ ચિન્તા નહિ, અમારો વારો વળી કોઈ વાર આવશે. હવણા તો હું આપણા પ્રાણલાલનો કાગળ વાંચુંછું, સાંભળો ( વાંચેછે ):—

સૌભાગ્યવતી, શુભેચ્છક મિત્રપ્રિયાઓ.

તમારૂં ચૈત્ર વદિ ૧૨ નું પત્ર તમારા પ્રિયતમોના પત્રાંતરે આવ્યું તેને હું તમારો મારા ઉપરનો ભાવ બતાવી આપનારી નિશાની સમજુંછું. મનુષ્યના ઉપર નાના પ્રકારનાં વિઘ્ન આવી પડેછે, અને તે પોતાના પ્રિય મિત્રોના વિયોગથી દુઃખી હોયછે, તેવા સમયમાં, તેનાં વાહાલાંઓનાં સુખદ પત્રો આવેછે તેથી તેને ઘણો આધાર મળેછે, આવી વેળામાં મારા મનમાં કેવા તર્ક થયાં કરતા હશે, અને તેથી હું કેવો ઉદ્વેગમાં હોઇશ, એ સહજ તમારા લક્ષમાં આવતું હશે. આવે અવસરે, પત્રદ્વારાએ દિલાસો આપવાનો, મને વાહાલાંઓનો ધર્મ છે, તે પ્રમાણે તમે વર્તોછો, તેથી મને ઘણોજ આનંદ થાયછે. મને અર્ધાંગના મેળવી આપવામાં, તમારી કરેલી યુક્તિ સ્તુતિપાત્ર છે. જો થોડા શબ્દમાં લખું તો, તમારી સર્વે પ્રકારની વર્તણુક વખાણવા યોગ્ય છે; પણ તમે તમારો ખરો ધર્મ શો છે એ સારી પેઠે સમજોછો, એવું જ્યારે તમારી કરણીથી બતાવી આપોછો ત્યારે મને અત્યાનંદ થાયછે, અને મારા પ્રિય મિત્રોને તમ સરખી સુજ્ઞ અર્ધાંગના ઈશ્વર કૃપાથી મળી છે તેથી મારા મનમાં અતિ હર્ષ થાયછે.

જયકુમારી, તમારી સોબત કરવાને યોગ્ય છે. અને ઈશ્વરકૃપાથી, ને તમ સરખાંના

આશ્રયથી હું જો મારા યત્નમાં સફળ થઈશ તો, જીવપર્યંતની તે તમારી પ્રિય સખી થઈ પડશે. જેકલી તમારૂં દાસીપણું કરવાને પણ યોગ્ય નથી, એ વિષેની મારા મનમાં પૂર્ણ ખાતરી થઈ છે; અભણ સ્ત્રિયો પોતાના મગજને વિચાર કરવાની તસ્દી આપતી નથી તેથી આ-લતી ગાડીમાં બેશી જાયછે, તે પ્રમાણે કદાપિ મારી માનું વલણ જયકુમારી તરફ થયું; તોપણ, તમને જેમ ભરોંસો પડતો નથી, તેમ મને પણ પડતો નથી; પરંતુ તમે હમેશાં એમની પાસે જવાનો નિશ્ચય કરયો છે તેથી કદાચિત્‌ને, એક વાર મનમાં ઉતરેલો વિચાર એમના મનમાંથી ખસશે નહિ. મારૂં ચાલતા સુધી મારાં માતા પિતાથી ઉલટો ચાલીને તેમને મારા ઉપર રીસાયલાં જોવાને હું ઇચ્છતો નથી; પણ તમારી યુક્તિથી ઈશ્વરકૃપાએ કરીને એવો અવસર જેવાનો આવશે નહિ એમ લાગેછે. મારી વડીઆઈ અને મ્હોટો મામો એ બંને જરા જુદા સ્વભાવના છે, તેથી મારી માને એ ભમાવી દે એમાં શક નથી; માટે એ વિષે ઘણી સંભાળ રાખવાની છે; અને તેને માટે વેહેલાં આવવાની તમારી સલાહ બરાબર છે, તેથી, કાલે અચૂક હું ત્યાં આવવાને નીકળનાર છું. તમારૂં મારા ઉપરનું હેત પત્રદ્વારાએ બતાવીને તમે મને વધારે આશીંગણ કરોછો. તેમ મારા એકલાના વિયોગથી તમને બધાંને આતકું લાગે છે, તો તમારા બધાંના વિયોગથી મને એકલાને કેટલું બધું લાગતું હશે તેનો વિચાર કરવાનું હું તમનેજ સોંપુંછું. મારા ઉત્તેજનથી શૃંગાર બેહેનને અભ્યાસ કરવામા ઉલટ વધી છે. એ વાંચીને મને ઘણી ખુશી થઈછે. એ રાજી થાય એવી વસ્તુએ તથા ચોપડિયો એને માટે મેં લીધી છે. તેમજ તમારા લાયક સારાં સારાં પુસ્તકોઆદિ પણ લીધેલુંછે. આ વિષેની તમારા ભણીથી સૂચના મળી હોત નહિ તો પણ હું વીસરી જાત નહિ.

જયકુમારીનું લગ્ન મારી સાથે થવાનું છે, તેથી એ જેમ પ્રફુલ્લિત રેહેછે તેમ મારૂં લગ્ન એમની સાથે થવાનું છે એવું જાણી હું પણ આનંદમાં રહુંછું. એમની સારી સ્થિતિ જેવાને હું ઘણો આતુર છું.

બીજી કેટલીક બિના મારા પ્રિય મિત્રો ઉપરના કાગળથી તમારા જાણવામાં આવશે, એવું સમજી, પત્રનો વિસ્તાર કરતો નથી.

મુંબઈ.
ચૈત્ર સુદિ ૭.

લ૦ શુભેચ્છક.
પ્રાણલાલના આશીર્વાદ.

**વિજયાકુમારી**—પ્રાણલાલનું સાધારણ બોલવું લખવું પણ શીખામણ ભરેલું હોયછે, તેમજ જયકુમારીનું કામ પણ એવુંજ છે. એ બોલેછે તે વેળાએ શબ્દ એવા એક પછી એક ઘટાર્થ નીકળેછે કે હું તો આશ્ચર્ય પામીને એક ટશે ને ટશે એમના સામું જોઈ રહુંછું.

**મદનમોહના**—એ પત્રદ્વારાએ આપણને કેટલી બધી શોભા આપે છે ! અને આપણા ઉપર હેત પણ કેટલું બધું રાખે છે ! એના બદલામાં એવા ભલા વિદ્વાનનો સંબંધ જયકુમારી સરખી યોગ્ય કુમારિકા સાથે થાય એવું હું મારા ખરા અંતઃકરણથી ઇચ્છુંછું.

મોતીલાલ—ઠીક, હેતના બદલામાં ઇચ્છીને બેશી રહ્યાં એટલે પત્યું.

છોટાલાલ—છૂટી પડવાનો એ એક સારો રસ્તો છે.

મદનમોહના—એવાં માર્મિક વચન બોલીને ચડાવાની તમે તમારા મનથી તો યુક્તિ કરતા હશો, પણ તમારે ખાતરી રાખવી કે તમારા કરતાં અમે ઓછી મદદ કરી શકીશુ નહિ, પણ કોહો હવે તમે શી યુકિત કરવા ધારી છે !

છોટાલાલ—સાંભળો. રામદાસના મુન્યમ ગિરધરદાસનો છોકરો ઘણો માંદો છે, તેથી એમને ઘેર જવાને મને સૂચના મળી છે, માટે અહિથી રસ્તામાં એમનું ઘર આવેછે ત્યાં રામદાસનો વિચાર શો છે તે પૂછી લઈશ, અને મારૂં ચાલતા સુધી રામદાસ બીજાને ઘેર કરે એવું તેમને સમજાવવાને મુન્યમને કહીશ.

મદનમોહના—હા, એ તો ઉત્તમ રીતિ, લોકોને દાકતરોનું માનવું પડે; મુન્યમનો છોકરો સાજો થયો એટલે કેહેશે કે જેકલી છોની કૂવામાં પડતી આપણે શું ! આપણે તો દાકતર સાહેબને ખુશી રાખવા.

મોતીલાલ—હા; એ વાત તો ખરી. ત્યારે ત્યાં આપ સુખે પધારો.

મદનમોહના—વિજયાકુમારી ચાલો આપણે જમિયે, પછી તમને પોહોંચતાં કરીશું. ( બધાં જાયછે. )

---

## प्रवेश ६ ठो.

### स्थल, गिरधरदासनुं घर.

#### ગિરધરદાસ, છોટાલાલ, અને શિવરામ જોશી.

ગિરધરદાસ—( પોતાના મનમાં ) બચારો છોકરો હેરાન થાયછે, ને દાક્તર સાહેબ તો હજી સુધી આવ્યા નહિ. પણ અરે શેરીમાં ગાડીનો અવાજ થાયછે, ( છોટાલાલ પ્રવેશ કરેછે. ) આવો સાહેબ, હું ક્યારનોય તમારી વાટ જોઇને બેશી રહ્યો હતો.

છોટાલાલ—( ઔષધ ઉપચાર કરી રહ્યા પછી ) ગિરધરદાસ ! તમારા છોકરાની તમે કંઈ ચિન્તા રાખશો નહિ. હું એને થોડી વારમાં સાજો કરીશ.

ગિરધરદાસ—સાહેબ, હું તો તમારે આશરે છું, મારે એકનો એક છોકરો છે, તે જો જીવતો રહ્યો તો મને લાખ રૂપિયા આપ્યા એવું જાણીશ અને "ફૂલ નહિ તો ફૂલની પાંખડી" મારા ગજા પ્રમાણે તમને રાજી કરેશ.

**છોટાલાલ**—કાંઈ ચિન્તા નહિ. મારી સલાહ પ્રમાણે તમે ચાલશો એટલે પછી કાંઇ હરકત રેહેશે નહિ.

**નેપથ્યમાં**—નેપથ્યમાં શેઠજી ઘરમાં છે કે !

**ગિરધરદાસ**—( કાન દઈને ) અરે કોણ બોલાવેછે ? શિવરામ તો નોહોય? ( જવાબ દેછે ) "હા છું."

**શિવરામ**—( પ્રવેશ કરીને આશીર્વાદ દીધા પછી ) ભાઈનું વર્ષફળ ઉપજાવી લાવ્યો છું; અને રામદાસ શેઠવાળી પણ બનતી રાશ આણી મૂકી છે.

**ગિરધરદાસ**—ઠીક કર્યું બેસો હવણા.

**છોટાલાલ**—(રામદાસનું નામ સાંભળી ભ્રાન્તિમાં પડીને) કેમ જોશી મહારાજ ગિરધરદાસના છોકરાના કેવા ગ્રહ હવણા ચાલેછે ?

**શિવરામ**—એવાસ્તો, જરા ગ્રહશાન્તિ કરશે એટલે પીડા કરતા રેહેશે.

**છોટાલાલ**—પીડા કરવી ન કરવી એ તો તમારા ટીપણામાં હશે નહિ વારૂ ?

**શિવરામ**—ના, ના, ડાકટર સાહેબ એમ શું બોલોછો, ગણિતમાં આવે તે પ્રમાણે અમે તો કહિયે, પછી સારૂં આવે કે નઠારૂં.

**છોટાલાલ**—વારૂ લાવો જોઇયે વર્ષફળ.

**શિવરામ**—(જેકલીના બનાવટના જન્માક્ષર લેઈ વાળેલું વર્ષફળ ઉકેલીને બતાવેછે) જુવો ! આ શનિશ્ચર પીડેછે. એને શાન્ત કર્યા વિના આરામ થાય નહિ.

**છોટાલાલ**—હું ઔષધ કરવું બંધ કરૂં ને ગિરધરદાસ ગ્રહશાન્તિ કરે તો છોકરાને આરામ થાય ખરો ?

**શિવરામ**—હાજી, એ તો ધીરજ રેહેવી જોઇયે. ગ્રહશાન્તિમાં દસ બારેક રૂપિયા ખર્ચે તો પછી ઔષધમાં પાઈ ખરચવી ના પડે.

**છોટાલાલ**—કદિ તેમ કરતાં પણ મટે નહિ તો તમે શી જામીનગીરી આપોછો ?

**શિવરામ**—અમે તમારી પેઠે કાયદા સમજિયે નહિ જે જામિનગીરી આપિયે; પણ, જે કાંઈ છે તે મટે એ વાત સિદ્ધ.

**છોટાલાલ**—એ બધાં ફાંફાં છે. આવી રીતે ખોટી સલાહ આપીને તમે લોકોના જીવ જોખમમાં નાખોછો. ગ્રહશાન્તિને મિષે તમારે દસ બાર રૂપિયા લેવા હોય તો તેમાં અમે કાંઇ ના કહી શકતા નથી, પણ ઔષધ નહિ કરવાની ખોટી સલાહ તમારે કોઈ દિવસ આપવી નહિ. આજ ગીરધરદાસનો છોકરો ( એને ઇશ્વર કુશળ રાખો. ) જો કદાચિત્‌ને મારૂં ઔષધ ખાત નહિ તો હું નથી કહી શકતો કે તે ઉગરત.

ગિરધરદાસ—હા ભાઈ, એ તો ખરી વાત, પરમદાહાડે તો જતો બચ્યો છે.

શિવરામ—પોતે પોતાનું રટે; આટલા દાહાડા અંગ્રેજી વૈદાં કરનારા થયા નોહોતા ત્યારે શું બધાય લોકો મરી જતા હતા ?

ગિરધરદાસ—એમ તો ના કેહેવાય, સેવકરામ વૈદનું ઓસડ ૧૫ દાહાડા ખવરાવ્યું, પણ મટવાને બદલે ઉલટું વધારે થવા માંડ્યું, ત્યારે પેલા દખણી ડાક્ટરનું કરવા માડ્યું. અમારા શેઠની મારફત એનાં આડાં અવળાં ગૂઢાં ભરિયે છિયે તોપણ એ બેદરકાર રેહેવા માંડયો એટલે છોટાલાલ સાહેબને બોલાવવાને અમારા સાળાએ કહ્યું ને એમનું ઓસડ ચાલતું કર્યું તો આજે જરા નિરાંત વળી છે.

શિવરામ—એ તો મને ખબર છે, મારો ભત્રીજો એક મહિનાથી એમને ઘેર જાયછે ને મફત ઓસડ લાવેછે.

છોટાલાલ—તેમાંજ અમે "પોતે પોતાનું રટિયે છિયે તો."

શિવલાલ—ના માહારાજ! તમે એમાં ખોટું લગાડશો નહિ. મારે કેહેવાનો એવો ભાવાર્થ છે કે અમે અમારા જોતિષ્યનો મહિમા વધારિયે, ને તમે તમારા ઔષધનો વધારો. કેહેવતછે કે "વૈદ્યનાં મરે નહિ ને જોશીનાં રાંડે નહિ" ઇશ્વરે ધાર્યું હોય તો તેમાં તમારો ઉપાય ન ચાલે ને અમારો પણ ન ચાલે.

છોટાલાલ—હા, એ વાત ખરી કે જન્મ્યું તે મરવાને, પણ અમારા ઔષધની અસર તમારે જો જોવી હોય તો સવારમાં આઠ વાગતાં અમારે ઘેર થોડા દિવસ આવો ને પછી જુવો. તમારા ગ્રહ તે આકાશમાં ફર્યાં કરે, રોગીને કાંઈ મટાડે નહિ. અમે તો તમારા ભલા માટે કહિયે છિયે કે તમારા જોતિષ્યનો મહિમા વધારવાને માટે જો ઔષધ નહિ ખાવાની લોકોને તમે સલાહ આપશો તો ઇશ્વરનો મ્હોટો કોપ તમારા ઉપર થશે. અમારે તો એમાં કાંઈ નથી ( જન્માક્ષર જોશી પાસે પડેલા હતા તે લઈને વાંચી રહ્યા પછી ) આ તો રામદાસ શેઠની છોકરીના જન્માક્ષર દેખાયછે ?

ગિરધરદાસ—હાજી, એનો વિવા' કરવાની વાત ચાલેછે તેથી આ મહારાજને જોવાને આપ્યા હતા. (મહારાજને) ઠીક છે જોશી મહારાજ, આજે સાંજે મને મળજો.

શિવરામ—બહુ સારૂં મહારાજ. (જાયછે.)

છોટાલાલ—એમાં જોશી પાસે શું જોવરાવ્યું ?

ગિરધરદાસ—અમારા શેઠની છોડીનો વિવાહ સુખલાલ શેઠના છોકરા

વેહેરે કરવાનો વિચાર છે, પણ છોડીના ખરા જનમેખ્યર તેની સાથે મળતા આવ્યા નહિ માટે રૂ. ૨૫ પૈઠીને આ નવા કરાવ્યા.

**છોટાલાલ**—જુવો હવે, જો ગ્રહ મળતા આવે નહિ તો બન્ને દુઃખી થાય એવું જોશી કેહેછે અને ખોટા બનાવે તો પણ જે ગ્રહ નડવાના હોય તે તો નડે, આ જન્માક્ષર તો માત્ર બતાવવાના, ત્યારે ખરા જોતિષ્યનું પ્રમાણ હવે શું રહ્યું ?

**ગિરધરદાસ**—ખરી વાત સાહેબ, એ બધું તુત છે, એમ આ દાખલા ઉપરથી જણાયછે.

**છોટાલાલ**—મને લાગેછે કે તમને ખબર હશે કે સુખલાલ શેઠનો છોકરો પ્રાણલાલ મારો મિત્ર છે. એને વિષે હું ખાત્રીથી કહુંછું કે, તમારા શેઠની મૂર્ખી છોકરી સાથે તમે ગમે તે કરશો તોપણ એ પરણનાર નથી. પછીથી આડા અવળા તમારી નજરમાં આવે એટલા રૂપિયા ખર્ચજો.

**ગિરધરદાસ**—અમારા શેઠની છોકરી છેક ના ગમે એવી તો નથી, વળી પ્રાણલાલના લાયક એના વિના બીજી એકે કન્યા નથી, તેમ છોકરીના લાયક એમના જેવો બીજો કોઈ વર નથી.

**છોટાલાલ**—ગમે તેમ હો, એકલા રૂપ અને ઘરપર જોવાનું નથી. ભણ્યા વિના ડાહાપણ આવતું નથી, ને તમારી જેકલીને તો કશું આવડતું નથી.

**ગિરધરદાસ**—ના, ભણેલી તો નથી.

**છોટાલાલ**—ત્યારે તે પ્રાણલાલના ખપની નહિ. તમે ફૂટી મરશો, એમના બાપ ગમે તે કરશે, તોપણ એ યોગ આવવાનો નથી. માટે તમે જોઈ વિચારીને રૂપિયા વેરજો.

**ગિરધરદાસ**—તમને ઘરના જાણીને કહુંછું, ( કાનમાં કેહેછે ) રૂ. ૨૦૦ એમના મામાને પૈઠ્યા છે.

**છોટાલાલ**—જોજ્યો તમે આપી બેસતા. જો આપશો તો તમારા જશે. આપણા લોક કેવા મૂર્ખ છે ? ભાણેજને દુઃખમાં નાખીને પણ પૈસો મેળવવા દુષ્ટ વિચાર કરેછે !

**ગિરધરદાસ**--એમાં પ્રાણલાલ દુઃખમાં પડે એમ તો નથી. રૂ. ૧૫૦૦) પેહેરામણીના રોકડા મળશે ને તે વિના બીજા દાપાના આપીશું તે તો જૂદા.

**છોટાલાલ**--નહારી કન્યા હોય ને એક લાખ રૂપિયા આપે પણ કામની નહિ. મારા ભણીથી તમને હું એટલી ભલામણ કરૂંછું કે આ વિષે

તમારા શેઠનો આગ્રહ હોય તો આ બધી વાત કહીને એમને નરમ પાડજો, જો કદાપિ નહિ માનીને ડાહાપણ કૂટવા જશે તો એમાં એમનો વક્કર રેહેશે નહિ. માટે સમજે તેમ સમજાવજો.

**ગિરધરદાસ**—ઠીક સાહેબ; પણ શેઠ કોઈનું માને એવા નથી.

**છોટાલાલ**—નહિ માને તો જોઈ લઇશું. વારૂ હવે હું જાઉંછું.

**રામદાસનો ગુમાસ્તો**—( ચોપડાસાથે પ્રવેશ કરીને ) શેઠને કોઈનું માનવું નહિ, ને હજાર ફિશાં ચતાં કરવાં, દખણીની મોકાણ સળગી, નાંખો આ ચોપડા કોઠીમાં.

**છોટાલાલ**—( જતાં ) આ પણ ઠીક પત્તો લાગ્યો.

**ગિરધરદાસ**—થયું શું ?

**રામદાસનો ગુમાસ્તો**—એ તો ઠીક થયું જે ફોજદાર, નાયક એ બધાને વરતાવિયે છિયે તેથી ચેતાવ્યા, નહિ તો લાજ જાત કે નહિ. શેઠના ઘરનો ઝાડો લેવાને સાહેબ આવેછે.

**ગિરધરદાસ**—( ચોપડા લઇને કોઠીમાં નાંખીને ) ચાલો આપણે શેઠને ત્યાં જઇયે. ( જાયછે. )

---

# प्रवेश ७ मो.

## स्थल, मोतीलालनुं घर.

મોતીલાલ, મદનમોહના ને વિજયાકુમારી.

**મોતીલાલ**—હરિ! હરિ! કેવો અન્યાય. રૂપિયાની લાલચે પોતાનાં સગાંના સ્વાર્થ બગાડવાને પણ લોક ચૂકતા નથી.

**મદનમોહના**—કેટલાએક એવા દુષ્ટ હોયછે કે, પૈસાને માટે પોતાનાં પ્રિય હોય તેમના પ્રાણ લેવાને ચૂકતા નથી, તો પછી માત્ર સ્વાર્થ બિગાડીને પૈસો ગાંઠે બાંધે એમાં શી નવાઈ?

( છપ્પય. )

પૈસા માટે પુત્ર, પ્રાણ પિતાનો લે છે;
પિતા હણે નિજ પુત્ર, ભાઈ ભાઈને વિષ દેછે;

ભગની હણવા ભાઈ, આપ યુક્તિમાં રે'છે ;
ભાણો મામા થકી, મહા સંકટ સોસેછે ;
બહુ હેતાળુ કદિ હોય પણ, હણતાં ડર મન નવ મળે ;
"વે બૉય" જો દેખે દ્રષ્ટ તો, મુનિવરનું પણ ચિત ચળે.

**વિજયાકુમારી**—સત્ય કોહોછો સખી. ને વળી પૈસાને માટે રામદાસે કેવો ધંધો માંડ્યોછે, જોયુંકની. ?

**મોતીલાલ**—છોટાલાલ હવણાં આવશે એટલે બધું જણાશે. સંભારતા સોરા તો આવી પોહોંચ્યા.

**છોટાલાલ**—( પ્રવેશ કરીને ) ચોકસ થયું. ચોપડા પકડાયા. જયકુમારીની ગોઠવણ તો ઘણી સારી.

**મદનમોહના**—એ ગોઠવણ શું જયકુમારિયે કરી હતી.

**છોટાલાલ**—હા, અને વળી ઘણીજ સંભાળથી. પણ હું ગિરધરદાસને ઘેર ગયો ના હોત તો ચોકઠું બંધ બેસતું થાત નહિ. મ્યાજીસ્ટ્રેટ રામદાસને ઘેર ઝાડો લેવા જાયછે એવું સાંભળ્યુંકે હું સામો ગયો અને મ્યાજીસ્ટ્રેટને રસ્તામાં સમજણ પાડી. તે કેહે કે જયકુમારીની વખતો વખતની બાતમી રદ જતી હતી તેનું કારણ ફોજદાર અને નાયકની લુચ્ચાઈ હતી તે હવે જણાયું.

**મોતીલાલ**—ત્યારે તો રામદાસ શેઠનો નવલખામાં નિવાસ થશે અને ચૂનો કચરવો પડશે.

**છોટાલાલ**—એમાં કાંઈ શક નથી. ખુનિયો પાસેથી પૈસા ખાઈ બીજાને ખવરાવી ખુનના મુકદ્દમા ઉડાવી નંખાવ્યાછે તે બધું પકડાઈ આવ્યુંછે. પેલો દક્ષણી ડાક્ટર પૈસા ખાઇને ખુનિયોને બચાવા ખોટી સાક્ષિયો પૂરતો, તેનું પણ આવી બન્યું.

**મદનમોહના**—આ ખબર જયકુમારીને ક્યાંથી પડી ?

**છોટાલાલ**—જયકુમારીની મા માંદી પડી હતી ત્યારે એ ડાક્ટરને ત્યાં ગયેલી ને વેળાયે ત્યાંની બધી રીતભાત જોયેલી ને તે મ્યાજીસ્ટ્રેટ સાહેબની મડમ સાહેબ પાસે જતાં તેમને તથા સાહેબને કહેલી તે ઉપરથી સખત દેખરેખ રેહેતી હતી તેનો આ પરિણામ.

**વિજયાકુમારી**—હવે રામદાસની પીડા એની મેળે પતશે.

**મદનમોહના**—આ પણ ઠીક થયું. પ્રાણલાલના મામાએ અને મ્હોટી માએ પૈસા ખાવાની પેરવી કરીછે તે, અને જોશીની હકિકત, મેં જયકુમારીને લખી જણાવીયેછે. વળી આ પણ લખું.

હીરાલાલ—એ બધું જાણેછે, પણ સુખલાલ શેઠના કાન ઉઘાડવા માટે આપણે તેમને જણાવવું જોઈયે. ચાલો મોતીલાલભાઈ, આપણે મ્યાજીસ્ટ્રેટ સાહેબને તેમની ઈચ્છા પ્રમાણે પ્રથમ મળીને પછી સુખલાલ શેઠ પાસે જઈયે. ( જાયછે. )

---

# अंक ८ मो.

## प्रवेश १ लो.

### સ્થળ, નડિયાદ.

પ્રાણલાલ અને જાલમજી.

પ્રાણલાલ—( વિચારમાં લીન થઈ જઈને. )

કેમ અંદરથી ગભરાય, મન તું માનને સાચું;
કાંઈ કારણ તો ન કળાય, મન તું માનને સાચું. ૧
આવ્યા અમદાવાદ નજીક, મન તું માનને સાચું;
હવે રાખે તું કોની બીક, મન તું માનને સાચું. ૨
ઉલટો તજી આદર આજ, મન તું માનને સાચું;
કે'ને દોડે પાછળ કોને કાજ, મન તું માનને સાચું. ૩
જયકુમારી ચતુરસુજાણ, મન તું માનને સાચું;
એ તો આગળ છે તુજ પ્રાણ, મન તું માનને સાચું. ૪
એના સમ છે તુને સત્ય બોલ્ય, મન તું માનને સાચું;
સાચે સાચી બધી ખુંચો ખોલ્ય, મન તું માનને સાચું. ૫
તારા પ્રેમી છોટા૦ મોતી૦ મિત્ર, મન તું માનને સાચું;
જેને વિજયા૦ મદન૦ છે પવિત્ર, મન તું માનને સાચું. ૬
તેઓને મળવાનું કાલ, મન તું માનને સાચું;
એને સમજેછે શું સાલ ? મન તું માનને સાચું. ૭
ખાવા પીવા ઉપર શો અભાવ, મન તું માનને સાચું;
કેમ બદલાયો આવો સ્વભાવ, મન તું માનને સાચું. ૮
આવડો શો બે દિનમાં ફેર ! મન તું માનને સાચું;
દિલગીરીનો આ શો ઘેર ! મન તું માનને સાચું. ૯

કે'ને કરવો હવે શો ઉપાય, મન તું માનને સાચું;
જેથી સુખ શાન્તિ સારાં થાય, મન તું માનને સાચું. ૧૦

જાલમજી—(માણેકલાલને સ્તબ્ધ બની ગયેલો જોઈને) ભાઈ! આજ તમે બે દાહાડાથી ચમ ઉદાશ છો? આજે તો પારવનું મ્હો લેવાઈ ગયું છે. ઘર પાહે આવે તાણે તો ખુશી થાય, ને તમને આંમ ચમ છે?

માણેકલાલ—(ઉંઘમાંથી જાગી ઉઠે એમ એકદમ ચમકીને) જાલમજી! એ દિવસથી મને જરા પણ ગમતું નથી, અને તેમ થવાનું કારણ શું તે પણ સમજાતું નથી; પણ અંદરથી મન બળ્યાં કરેછે. હવણાં હું મારા મન સાથે એજ ઘડભાંગ કરતો હતો.

જાલમજી—ઘર પાહે આવ્યું તેથી કદાચ એમ લાગતું હશે જે જેકોર હાથે બાપા પયણવા દેશે નહિ, ને નહિ પયણવા દે તો ખોટું થશે એમ લાગતું હોય તો તમે જાંણો. ગમે તે હશે તે કાલે હાંજે જણાયા વના રેહેવાનું નથી; માટે આજે તો રાત બહુ જવા આવી ને ગાડીમાંથી ઉતરી હાંજના પોહોરના જરા હેંડ્યા છો, તેથી થાક્યા હશો માટે ઉંઘી જાઓ તો બૌ હારૂં.

માણેકલાલ—(ઘડિયાળમાં જોઈને) ઓહો! બાર વાગવા આવ્યા; ચાલો, ઉંઘ આવો કે નહિ, પણ જઈને પડિયે તો ખરા (થોડી વાર આમ તેમ પાસાં બદલ્યા પછી ને તરફડિયાં મારયા પછી ઉંઘી જાયછે પણ થોડી વાર પછી ઉંઘમાં દોડીને પડેછે ને શુદ્ધિમાં આવેછે એટલે સ્વગત.)

દુહા.

બની અતિશય બાવરો, દડબડ દોડી જાઉં;
પણ પત્તો લાગ્યો નહિ, તેથી મન ગભરાઉં. ૧
ઉમંટો અખડાઈ પડ્યો, જાલમ સૂતો જ્યાંહ;
ત્યાંથી તેવો નાસતાં, પડ્યો ખાળની માંહ. ૨

(ફિરીને પથારીમાં જતાં વળી અખડાઈ પડેછે.)

જાલમજી—(એકદમ ઝબકી જાગીને) ભાઈ ભાઈ! આ શું?

(તેને ઝાલીને પાછો પથારીમાં લાવેછે.)

માણેકલાલ—(શરમાઈ જઈને) જાલમજી! તમે ગભરાશો નહિ. મારી જાતને કાંઇ નુકસાન થયું નથી. એ તો હું ભ્રમણામાં ને ભ્રમણામાં સૂતો તેથી જયકુમારી વિષેનું સ્વપ્ન આવ્યું કેઃ—

( મનહર છંદ. )

જયકુમારીની સંગે, વિવા' મચ્યો ખુબ રંગે,
રળી વ્યાપી બન્ને અંગે, આનંદ અપારથી,
વાજાંના તડાકા વાગે, ખુશી અંગોઅંગ લાગે,
પ્રેમ જોર બહુ જાગે, અન્યો અન્ય પ્યારથી,
જાણ્યું નહિ ઝાઝી વાર, છેવટનો એવો સાર,
ઉચકી કો નાહો નાર, સાથી સાથે ચારથી,

તેથી નારાથી બોલાઇ જવાયું કે

ધાજ્યો રે કો ધાજ્યો ભાઈ, છોટાલાલ મોતીભાઈ,
આ તો છેક છે નવાઈ, મૂકાવો એ મારથી. ૧

**જાલમજી**—પાછલી રાતનું શમણું હાચું તો પડેછે; પણ મને લાગે છે કે બાપાએ તમને પયણાવાની હા કીધી છે તેથી ખાટુંએ પડે.

**પ્રાણલાલ**— ( દુહા. )

આ સ્વપ્ન ખોટું નથી, એને છે આધાર;
વિઘ્ન લગ્નમાં આવશે, સંશય નહિ લગાર.
આવું એ તો ચિતરે, લાગું કો પર થાય;
તેથી મન ભ્રાન્તિ પડે, ધબધટ બહુ થઈ જાય.
ભૌ નહિ સાચાં સ્વપ્ન એ, સમજુંછું હું સત્ય;
પણ સંશય છે આ વિષે, એ નહિ થાય અસત્ય.
મન ઉંચુ આજે થયું, તેનું કારણ આજ;
સાબીતી એ સત્યની, કથળ્યું સઘળું કાજ.
સુખદાતા કરતું તને, ઘટે ન આવું કામ;
લાજું તુજને આપતાં, દુખદાતાનું નામ.
પાપ કશાં હું નવ કરૂં, ચાલું રૂડી ચાલ;
એવા તારા દાસના, આવા કર નહિ હાલ.
કસવા ઈચ્છે જો કદિ, તો કસ રૂડી રીત;
ઢોંગી થઈ કદિ નહિ તજું, સાચા પરની પ્રીત.

આ જગ્યાએ કોઈ પરભાર્યું હોત તો કેવી ફજેતી થાત, એક ગાંડા માણસની પેઠે મારાથી આ શું થઈ ગયું!

**જાલમજી**—એ તો શમણાં એવાં હોય, કોઈ શમણામાં રડેછે, કોઇ નાચેછે, કોઈ નાહેછે. તમારાથી ઉંઘમાં નહાવું તેથી સ્વપ્ન થઈ જયું. હારૂં થયું જે વાજ્યું નહિ.

**પ્રાણલાલ**—હશે, થયું તે થયું. ચાલો હવે ગાડી જોડાવો, અને સામાન સગેટી લ્યો.

**બાલમજી**—( બધી વ્યવસ્થા કરીને ) ભાઈ! તમે ગાડીમાં સુઈ જાઓ, રાતનો ઉજાગરો છે તેથી માંદા પડશો.

( પ્રાણલાલ તેમ કરેછે, ને ગાડી ચાલેછે. )

---

# प्रवेश २ जो.

## स्थळ, भीखारीदासनुं घर.

### જયકુમારી એકલી.

ઓહો ! પ્રિય પ્રાણલાલને હું કાલે તો નક્કી મળીશ, પણ અરે હું કેવી અભાગણી, એમનાં સગાંસહોદર સામાં જશે ને મારાથી જવાશે નહિ. ચંદ્રભાગાએ મારો એકાએક ધિક્કાર કર્યો છે, ને જો મને ત્યાં જુવે તો વળી વધારે કોપાયમાન થઈ ઘણી આડાઈ લઈ બેસે. ત્યારે શું એ બધાં એમને વેહેલાં મળે, ને મારે મોડાં મળવું ? માંડું તો માંડું, પણ તેનો શો ભરોંસો ? મારાથી એમને ઘેર જવાશે નહિ, તેમજ, એમનાથી તરત મારે ઘેર પણ અવાશે નહિ. હું જ્યાં હઇશ ત્યાં મારો જીવ કેવો અધીરો થઈ જશે, અને એ જ્યાં હશે ત્યાં એમનો કેવો થશે ! અહો પ્રભુ ! તું અમને નિરપરાધીને આવી સ્થિતિમાં આણેછે તે તને ઘટાર્થ છે ? ( ગળગળીત થઈને ) હવે તે હું શો ઉપાય કરૂં ? ( દિવસ ગણેછે ) જો રસ્તામાં કહિં થોભે નહિ તો પેલે દાહાડે વડોદરે આવી શકે; ને પેલે દાહાડે વડોદરે આવે ત્યારે કાલે તો અચૂક નડિયાદ આવ્યા હોય, ને કાલે નડિયાદ આવ્યા હોય ત્યારે આજ રાત્રી સોરા તો અહિં આવી પોહોંચે. વેહેલામાં વેહેલા આજ આવે, નહિકર કાલે તો નક્કી આવેજ. વારૂ આજે વઢુવાનો રસ્તો જઈને રોકિયે તો કેવું સારૂં ! સાંજના સાત વાગતે ધીમા આવનારા હશે તો આવશે, નહિકર ખુલ્લી હવાનો લાભ લઈને પાછાં આવીશું. આ તો ઘણી સારી ગોઠવણ. મોતીલાલની કે છોટાલાલની ગાડી મંગાવું.

**નેપથ્યમાં**—જેકાર મેહેતી ! બાયણું ઉ–ઘા–ડો઼ઓઓ. ( એકાએક ચકિત થઈને ) અરે, કોણ બોલાવેછે ! ( ખડકીમાં જઈ કમાડ ઉઘાડતાં ) ઓહો ! આ તો મદનમોહનનો ગાડીવાન, રામો.

**રામો**—હા શાબ, એ તો હું.

**જયકુમારી**—ઠીક થયું તમે આવ્યા તે. મારે એક કલાક પછી વડુવે જવું છે માટે તમારી શેઠાણીની રજા લઇને ગાડી લઈ આવો તો બહુ સારૂં.

**રામો**—હાજી આ લાયો, પણ લ્યો આ શેઠાણીની ચિઠ્ઠી. (છેલ્લાં વાક્ય સાંભળી સ્મિતહાસ્યે ચિઠ્ઠી લેછે અને રામો ઉતાવળો ઉતાવળો ગાડી લેવા જાયછે.)

**જયકુમારી**—(પત્રિકા વાંચીને કંચુકીમાં મૂકતાં મૂકતાં) પ્રપંચ જાણવામાં આવ્યો તે ઠીક થયું, પણ જયાં આવી લુચ્ચાઈ થાયછે, ત્યાં કોણ જાણે કેવું એ નિપજશે, બહુ કઠિણ સમય આવી પડયો છે. શુ આ લોકો મારા પ્રિય પ્રાણલાલને મારો પાણી ગ્રહણ કરવા નહિ દે ? અહો ભગવાન ! તું વિઘ્ન વચ્ચે નાંખીને શું કરવા પીલેછે ? (મનમાં એકદમ ઉભરો ભરાઈ આવછે તથી બોલી ઉઠેછે.)

"શેઠ સગાળશા સાધુને સેવે, વાણિયા પાળે વ્રત" એ રાગ.

દમી દમી દુઃખમાં શું નાંખેરે, પ્રભુજી તું પીડ ન ભાંગેરે. ટેક.
દુષ્ટ દુરાચારી લોક કરે અહિ, ગન માનતી મસ મોજ;
ગંકડી એકલી હું આ જગતમાં, થઈ, બાપનું ઘટચે બોજ. દમી. ૧
મારી માથામાં જે માન ન આપે, લાજ ન આણે લગાર;
'છે નહિ ઈશ્વર આ જગમાં કે', દંડતણો દેનાર. દમી. ૨
એ લોકો મા'લી મરજી પ્રમાણે, ચલવે સ્વછંદી ચાલ;
સૌ કરતાં મને એ બહુ સાલે, 'તું લે તેઓની સંભાળ.' દમી. ૩
આ કાંઈ જરિયે જણાય ન રૂડું, ઉલટું વગોવાય નામ;
'ધન્ય છે' કહું કયારે, જ્યારે કરે તું, અમ સરખાંનું કામ. દમી. ૪
થાય કોઇકનું કાંઇક સારૂં, તેમાં હું રાજી છું ઈશ;
કેહેતી નથી હું અદેખાઈ ભાવે, પણ મારા પર શી રીસ ? દમી. ૫
દુષ્ટ થકી હારી છૂટતો હઉ તો, મારો મળે ન ઉપાય;
આપ્ય તેઓને સુખ મન ગમતું, વાહવા ! રૂડો તારો ન્યાય. દમી. ૬
ખોટાને સારાં ફળ આપવાથી, કીર્ત્તિ ઘણી ફેલાય;
તેની લાલચે જો ઉંધું કરે તો, રંગ તને ન દેવાય. દમી. ૭
મુજ માતથી મને મળત વિસામો, તેનો આણ્યો તેં કાળ;
બાપ બિચારો છે બહુ રોગી, ભાઈ મારા નિરાધાર. દમી. ૮
લેહેર આવે ત્યારે મેહેર કરે તું, નહિકર જડ પાષાણ;
આડાઈ એવી તુને ન ઘટે ઈશ, તારે ન હાની કે લા'ણ. દમી. ૯
લાંચિયા લાંચથી પાર પડે ને, થઇયે અમે હેરાન;
એ શું ઘટે તને દીનદયાળુ ? રાખ્ય આ નામનું માન. દમી. ૧૦
કૃપા કરે નહિ તો ન "કૃપાલુ" છોડે દયા, ને "દયાળ,"
"દુઃખભંજન" શાનો, ભાગે ન દુઃખ ને, ઉલટા કરે ખોટા હાલ. દમી. ૧૧

દુઃખાવેશમાં આવીને બોલું, ગાંડું ઘેલું જે લવાય;
દિલમાં ન આણીશ દીનદયાળુ, ગણ્ય ગુણ તારા ગવાય. દમી. ૧૨
મતલબ જેના મનને વિષે તે, બોલે ફાવે તેમ બોલ;
તે પર તારે જોવાનું છે નહિ, માત્ર ખોટું ખરૂં તોળ. દમી. ૧૩
તારા આ'નારાના દુઃખે તું દુઃખિયો, સુખે તું સુખિયો થાય;
ધન્ય કહે ત્યારે સૌ કોઈ તુજને, રંગ તને જગરાય. દમી. ૧૪
છેવટની મારી વિનતિ સાંભળજે, ઓલવવા મુજ લાય;
પ્રાણલાલ ગણ્યો પ્રાણપતિ મેં, તેશું લગ્ન મુજ થાય.
પ્રભુજી એવું તું કરજે રે. અમારાં દુખડાં તું હરજે રે. ૧૫

અરે! હું કેવી મૂર્ખી કે ઈશ્વરની સાથે ઝગડો કરૂંછું. ઈશ્વર જે કાંઈ કરેછે તે ખોટું કરતો નથી. આપણો અર્થ સરે નહિ તેને સારૂં એનો દોષ કેમ કઢાય? "સાચાનો બેલી ઈશ્વર છે" એ કેહેવત ઉપરજ જો હું ભરોંસો રાખીને યોગ્ય ઉપાય કરૂં તો પછી બહુ છે.

**નેપથ્યમાં**—એ શાબ, ગાડી લેઇને હું આંગણે ઉભોછું.

ઓહો! રામો ગાડી લઇને આવ્યો. ચાલો જઇયે, આગળ ઉપર થવાનું હશે તે થશે પણ હવણાં તો પ્રિયને મળિયે.

( વડુવાને રસ્તે પરેછે. )

---

## प्रवेश ३ जो.

### સ્થળ, વડુવાની ભાગોળ.

**પ્રાણલાલ, જયકુમારી, જાલમજી અને રામો.**

**જયકુમારી**—રામાજી! જમણે ચીલે થઇને કોઈની ગાડી જતી કરતી હોય તો જોતા રેહેજો.

**રામો**—બૌ હારૂં. મ્હોટા શાબની જતી હશે તોય પૂછેશ. પણ આ હાંમી ગાડી કુની આવેછે જે?

**નેપથ્યમાં**—અલ્યા ગાડીત, ગાડી ચીલામાંથી કાઢજે! કાઢજે!

**રામો**—( સાંભળીને ) એવો હિમાયતીનો દીચરો ચિયો છે જે?

**જાલમજી**—( આગળ આવીને ) અલ્યા ભલા માંહણ હાંભળતો નથી? જરા ચીલો મૂચ્ય. અમારા બળધિયા નડિયાદના ધાચ્યા આવેછે તે ચીલો કાપે એવા નથી. અરે! આ તો રાંમલો!

જયકુમારી—( ગાડીમાંથી ડોક કાહાડીને ) અરે કોણ છે ?

જાલમજી—( પાસે આવીને ) ઓહો, જેકોર ! તમે ચ્યાંથી ( દોડતો દોડતો પાછો પ્રાણલાલની ગાડી ભણી જઈને ) ભાઈ જેકોર આયાં ! ભાઈ જેકોર આયાં, ભાઈ જેકોર આયાં. આહા, હા, હા, ( બહુ હસેછે. )

પ્રાણલાલ—( સાનંદાશ્ચર્યથી ) હેં જાલમજી, કયાં છે ?

જયકુમારી—( ગાડીમાંથી હેઠે ઉતરીને સામી જઈ ) પ્રિય પ્રાણલાલ, શી ખબર છે ?

પ્રાણલાલ—આવો પ્રિયા જયકુમારી, તમારી કૃપાદૃષ્ટિથી સારી છે.

જાલમજી—( ગાડીમાંથી ગાદી કાહાડીને ઝાડની છાયા તળે પાથરેછે અને બંને ગાડિયો પાસેના ઝાડ આગળ જઈને છોડેછે. )

પ્રાણલાલ—( એક બીજાને સ્નેહાલિંગન દઈને ગાદી ઉપર બેસતાં ) મનોમન સાક્ષીનું આ એક પ્રત્યક્ષ પ્રમાણ. મારા મનમાં સ્વાભાવિક રીતે એમજ આવ્યાં કરતું હતું કે મારી પ્રાણપ્રિયા સામી આવતી હોય તો કેવું સારૂં.

જયકુમારી—અહો પ્રિય પ્રાણલાલ ! અતિ હર્ષનું મારા હૃદય ઉપર ઉભાણ થાયછે, ગરીબને આવું સુખ છાજશે નહિ.

( ગળગળિત બની મુર્છાગત થઈ પડેછે. )

પ્રાણલાલ—( ગભરાઈ )

( દુહો )

હાં ! હાં ! હાં ! આ શું થયું, ઈશ્વરનો શો કોપ !
સાચું કે' તું સુંદરી, લાજ હવે બીરૂ લોપ.

( સાવધાન થઈ નહિ એટલે )

બોલની પ્યારી તું પ્રાણ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ. ટેક.
હું છું તારો તું જાણ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ.
મુને વાગે દિલે ક્રુપાં બાણ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ. ૧
સાંભળી લે મારી વાણ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ.

(ગુંજામાંથી પંખો કાહાડી પવન નાંખતાં)

સાચું સર્વ પછી મન માન, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ. ૨
એ તો હું તારો છું પ્રાણલાલ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ.
તારાં જીવદ નયનથી નિહાળ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ. ૩
કાંઇ મનમાં તું શંકા ન આણ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ.
મેં તો તુજને કરીછે પ્રમાણ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ. ૪

આ તે કેવો બન્યોરે બનાવ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ.
તું તો મુજ સુખ તારણ નાવ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ 5
નહિ આવું મેં દેખી શકાય, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ.
જીવ જંપે ન, કંપે કાય, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ. 6
થાશે હવણાં ખોટા મારા હાલ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ.
પછી શા કામનું તારુ વા'લ, મારી સાથે બોલની પ્યારી તું પ્રાણ. 7

જયકુમારી—( જરા ભાન આવ્યે આંખ ઉઘાડી, ઉભી થઈ, હાથ જોડીને )

( સાખી )

અરજ સુણી લે ઓ નાથ! દાસીની તું અરજ સુણી લે. ટેક.
પ્રિય શું સાચું આ બધું, કે સ્વપ્નાનો ખેલ ?
ક્યાંથી આ ભવમાં તનો. આવો મળવાનો આવે મેળ. દાસી 1
બની ગઈછું બાવરી મુર્છાગત થઈ હાલ;
શરત નથી તેં શું કર્યું, એવા આજ થયા મારા હાલ. દાસી. 2

પ્રા૦—ચિન્તા નહિ, પ્રિયા! ચિન્તા નહિ.

જ૦—તું છે રૂડો રાજવી, વિદ્યાસાગર શાન્ત;
યોગાવે ઉદ્યમ આપણો. એવી મનમાં થઇ મને ભ્રાન્ત. દાસી. 3
ઇશકૃપાથી તુજ તણી, પ્રીતિ થઈ મુજ પ્રાણ!
માતપિતા ફસકી ગયાં, એથી વાગ્યાં મને દુ:ખ બાણ. દાસી. 4
મ્હોટો મામો જે જગો, મ્હોટી માત ઝવેર;
લાંચ લઈ શુભ કામમાં, વાટે વધતું વેરીથી વેર. દાસી. 5
આ પત્રિકા એ વિષે, લખી મદન૦ ની હાથ;
એવી અડચણ છે બહુ, તે તો ટાળ્યે થવાશે નાથ. દાસી. 6

પ્રાણલાલ—( પત્રિકા લઈ જોઈ જાયછે. )

જયકુમારી—( ગળગળિત થઈને )

કોપે તુજ પર તુજ સગાં, માત પિતા અકળાય;
મુજ મારે એવું કરી, પ્રિય પીડિત રખે તું થાય. દાસી. 7
હું તો તારી થઈ ચૂકી, બીજાની ન થઇશ;
નજરે ન્યાળી પ્રિય તુને, હું તો રોજ સંતોષી રહીશ. દાસી. 8
( ગભરાવાથી રડી જવાયછે. )
પ્રિયતમ જઇ પરદેશમાં, દુ:ખી થયો દિલદાર;
મુખકાન્તિ બદલઇ ગઈ, કાં'ડ્યો આખરે એવો સાર. દાસી. 9

સુરખી ગઇ સૌ શરીરની, નૂર મળે નહિ નામ,
પ્રિય ! ચિન્તા ચિતમાં કરી, તેં તો છેક કથાળ્યું કામ. દાસી　१०

**પ્રાણલાલ**—( સોરઠા. )

દેખાડયું દૃષ્ટાંત, પ્રિયા ! પત્રમાં સૂચવી;
થઈ તુજ મનમાં ભ્રાન્ત, તેથી મૂર્છાગત હવી.　१
કર ચિન્તા નહિ કાંય, મ્હોટા જાણીને મને;
ગુણ સારા તુજ માંય, અધિયાતી મારે મને.　२
ગ્રથથી તો ન ગણાય, મ્હોટાં ન્હાનાં માનવી;
ગુણથી ગણના થાય, પ્રાચીન રીત છે-નહિ નવી.　३
મન મારૂ તુજ સાથ, મળી ગયું મસ મોહથી;
હવે નથી કો હાથ, જૂદું કરવું જુલમથી　४
મૂર્ખ માનવી હોય, સારૂ નરસુ નવ જુવે;
લઈ લાંચ સુખ ખોય, દેનારાં દઈને રૂવે.　५
આડાં મુજ માબાપ, એવું જીભે નવ ભણ્યું;
રાખી સૌનું માપ, કામ કાઢીશું આપણું.　६
લખી પત્ર મેં વાત, યાદ કરી લે આ ઘડી;
પરણું તુને પ્રભાત, વાત નથી એમાં વડી.　७
તું જો થઈ મુજ પ્રાણ, હું ક્યમ થઉં બીજા તણો ?
પ્રભુએ કર્યુ પ્રમાણ, મેળ મેળવ્યો આપણો.　८
જે દિવસે મુજ દિલ પેઠું તુજમાં તારૈણી;
અર્ધું અર્પ્યું ડીલ, ગણી તુજને મેં બહુ ગુણી.　९
ચોરી કરી શરીર, અવળું બોલે ક્યાં ગયું ?
તો કહુંછું ધરી ધીર, આ તુજમાં આવી રહ્યું,　१०

**જયકુમારી**—નાથ ! હું અનાથ સનાથ થઈ તેનો આ પ્રતાપ છે.

**પ્રાણલાલ**—(સારી પેઠ નિહાળીને.)

## માલિની છંદ.

પ્રથમ નયનથી મેં, નીરખી કાન્તિ તારી,
નથી નજર હવે તે, આવતી પ્રાણ પ્યારી;
અધિક રસિક આંખો, પ્રેમથી આ ભરેલી
શર[1] રૂપ જીવ લેવા, કેમ ભાસે કરેલી ?　१

---

१ બાણ, તીર.

ભ્રમર [1]ભ્રમર જેવાં, રંગમાં ને કમાની,
નયન મદદ દેતાં, લાજ રાખે [2]સમાની,
સરર રરર પેસે, કાળજામાં કળીને
શર હૃદય વિષે આ, દૂર જો તું [3]કળીને. २
ચકચકિત કપાળે. ચંદ્રની કાન્તિ ભારે,
નિરખળ મુજ નેત્રો. તેજથી ત્રાશી હારે,
શિશ સરસ સમારી, ચોટલે પુષ્પ ઘાલી
સરક ચપશીૅ મારી, નાગણી રૂપ ભાળી. ૩
મુખકમળ સમાને. શોભતું સર્વ વાતે,
લઈ અવસર ધાત્રે[4], છે રચ્યું પૂર્ણ આ તે;
શુકવત અણિયાળી, નાસિકા તારીૅ નારી
હૃદય સમિપ આવી, ચાલશે ચાંચ મારી. ४
[5]કર [6]કરીૅ [7]કર જેવા, છે ઘણા આ ત્વરાળા,
કમળ દળ સમાને, શોભતા ને સુંવાળા;
કટીૅ નજર દિસેછે, [8]કેશરીલંક જાણે,
સરવ શરીરભાગો, શોભતા તે પ્રમાણે. ५

( તેનો હાથ લેછે. )

જયકુમારી—( માણલાલના હાથનો સ્પર્શ થયો એટલે. )

## માલિની છંદ.

વિજળી પલક માંહે, દોડતી જેમ ચાલે,
પ્રથમ કરથી માંડી, પ્રેમ તો તેમ મા'લે;
ઝણણ ણુણુણ અંગે, આ ગયો એ સરીને,
શરીર ઉપર રોમેરોમ ઉભાં કરીને.
પ્રિયતમ કર મારો, જે ગ્રહ્યો પ્રેમ આણી,
રમણીય ઈશ લીલા, સાક્ષીૅ છે એમ જાણી.
નહિ નહિ કદિ એ તો, અન્યને હાથ જાશે,
વિઘ્ન સઉ વિદારી, ઈશ તો સા'ય થાશે.

પ્રાણ૦—પ્રિયા ! તથાસ્તુ.

---

૧ ભમરો. ૨ હાલનો અવસર છે તેની તરફેણમાં થઈને તેની આબરૂ રાખ્યા બોજ કરેછે. ૩ સમજી જઈને. ૪ બ્રહ્માએ. ૫ હાથ. ૬ હાથી. ૭ સૂંઢ. ૮ કેડ. ૯ સિંહનીકેડ.

જય૦— કાવ્ય અથવા રોલા છંદ.

જેમ જેમ પ્રિય પ્રાણ, વાત ચાલે તમ સંગે,
હૃદય રાજી બહુ થાય, થઈ રંગિન રસરંગે.
છે મુજ પર બસ પ્રેમ, આપનો એ હું જાણું,
રંગદઈ બહુ રીત, તમારી પ્રીત વખાણું.
નહિ મુજમાં કંઈ ગુણ, ગરીબની હું છું બાળા,
બહુ કરી ધિક્કાર, અન્ય નવ નિરખે, વા'લા!
તેને દઈ બસ માન, પ્રેમભાવે છલકાવો,
કેવું તેનું ગજુ, આપ એ મન નવ લાવો.
પ્રેમ અંધ છે ખરો, તેથી પ્રિયતમ તે સારૂં,
અવર હોય રૂપવાન, તોયપણ ગણે નઠારૂં.
જેને જેશું પ્રીત, પછી મેલું કે ઘેલું,
હોય ન બુદ્ધિ કશી, કુરૂપુ હોય છકેલું.
તોપણ તેને તેજ, અવર નહિ ચિતમાં આવે,
રંગીલું રૂપવાન, અતિશય મનને ભાવે.
ઓ પ્રિય! છો મુજ પ્રાણ, પ્રેમની લાંબી વાતો,
આવે નહિ ઝટ પાર, જાય વહી દિન ને રાતો.

પ્રાણ૦—પ્રેમ ગણે નહિ ભૂખ. તરસને તે તરછોડે,
પ્રેમ થઈ વશ ઊંઘ, આપ પ્રિયજન નવ છોડે.

જય૦—મને જવું નવ ગમે, દૂર તમથી મુજ પ્યારા,

પ્રાણ૦—અમે તેમ મુજ પ્રિયા, રાજી નહિ થાવા ન્યારા.

જય૦—પણ બહુ દિવસે આપ, પધારચા પાછા આજે,
આતુર, તેથી હશો, સગાંને મળવા કાજે.
માતપિતા તમતણાં, અધિરાં તમને જોવા,
મિત્રો ને સૌ સગાં, ખંતીૅ બહુ વિયોગ ખોવા.
માટે મારા પ્રાણ, પધારો ઘરની વાટે,
સર્વે આવ્યાં હશે, કદિ તે તલાવ ઘાટે.
આવી મેં આ ઠામ, કરચું મન ખાટું તમારૂં,
લવરી સઘળી લવી, કહ્યું સર્વે દુઃખ મારૂં.
આ અવસર નહિ યોગ્ય, દીલમાં આવે એવું,
માટે કરજો માફ, બકાયું જેવું તેવું.

આણ૦—જાવા ઘરદિશ સાથ, બહુ મનમાં આવેછે
પણ આ જગની રીત, માંહ્ વાંધો લાવેછે.
જય૦—જુવે તમારાં માત પિતા મ્હોટી મા, મામો,
ક્રોધ તમોપર કરી, ધરે શક ખોટો સામો.
માટે મારા નાથ, સ્નેહથી નમન કરૂંછું,
જવા એકલી ઘેર, જોડીને કર વિનવુંછું.

પ્રાણલાલ—તમારી મધુર વાણી નિરંતર સાંભળવાને મને ઘણું મન થાયછે, તે પ્રમાણે થવાને હું વિલંબ નહિ કરૂં. હમણાં તમે અગાઉ જવાનું કારણ બતાવોછો તે યોગ્ય છે. મારા બળદ થાકેલા છે તેથી ઘણી ત્વરાથી તેઓ ચાલી શકશે નહિ. એટલી વારમાં તો તમે ઘેર પોહોંચી જશો.

જયકુમારી—પ્રાણવલ્લભ ! હવે હું આજ્ઞા લઉંછું.

પ્રાણલાલ—હે પ્રિયંવદે ! તમને જાઓ કેહેવાને મારી જીભ ઉપડતી નથી.

જયકુમારી—હે પ્રાણનાથ ! મને પણ જૂદાં પડવું ગમતું નથી; પરંતુ હવે જવુંજ જોઈયે. બધાંને સામાં આવવાનો સમય થયોછે. (નમન કરી જાયછે; તેની પાછળ પ્રાણલાલની ગાડી પણ ચાલેછે. )

---

## प्रवेश ४ थो.

### स्थळ, काकरिया तळावनी एक बाजु.

### મોતીલાલ, છોટાલાલ, મદનમોહના, વિજયાકુમારી, ચંદ્રભાગા અને રામો, ઈત્યાદિ.

રામો—( સાથે આણેલું બિછાનું સત્વર પાથરીને ) શાબ, પધારો, પાથેણું પાથર્યું. ( સર્વે બેસેછે. )

ચંદ્રભાગા—( આંખમાં ઝળઝળિયાં આણીને મદનમોહના તથા વિજયાકુમારીને ) મારા છોકરાને આજે હું કેટલે બધે દાહાડે જોઈશ ! એનું શરીર કોણ જાણે કેવુંએ થયું હશે. મને તો બળ્યું રોજ ગમતું નોહોતું, ને સાંભરી આવતો' તો. જાણોજ છો તો, બધરાં માણસનો જીવ સેજમાં બળ્યાવિના રેહે નહિ ( ગળગળી થાયછે. )

મદનમોહના—ખરૂં કોહોછો, પણ હવે શું કરવાને અકળાઓછો, હવે તો આવતા હશે.

સુખલાલ—( પોતાની સ્ત્રીના ભણી જોઈને ) ગાંડીરે ગાંડી; આ વેળા રડવાની છે ?

ચંદ્રભાગા—હું શું કરૂં ? મારૂં હૈયું કોણજાણે કેમે ભરાઈ આવેછે.

નેપથ્યમાં—"ભાઈ! બધાં આંઈ આવીને બેઠાંછે"

મોતીલાલ—જોની રામા ! જાલમજી સરખું કોણ બોલેછે ?

રામો—( જરા આગળ જઈને દોડતા દોડતા ) ભાઈ ! ગાડી આવી.

( બધાં જોવાને ઉભાં થાયછે. )

પ્રાણલાલ—( ગાડીમાંથી ઉતરીને સામો આવી પ્રથમ પોતાના માતપિતાને પગે લાગેછે અને પછી સર્વને મળીને કુશળ પૂછેછે. )

ચંદ્રભાગા—( પ્રાણલાલને દુબળો પડેલો જોઈને ) અરે ભાઈ, આ શું ? આવડો બધો દુબળો શો ? આવું તે શરીર બગાડી દેતા હઈશું ?

સુખલાલ—ખરે, દુબળો તો બહુ પડ્યો.

મોતીલાલ—મનમાં હજાર પ્રકારની ચિન્તા હોય, એટલે પછી, એ શું કરે.

પ્રાણલાલ—મને નથી લાગતું, કે મારૂં શરીર આગળ ઉપર પણ આવું રેહે.

ચંદ્રભાગા—કેમ ભાઈ, એવડું બધું તારે શું દુઃખ છે ?

છોટાલાલ—પ્રાણલાલ ઘણે દિવસે આવ્યાછે, તેમાં આનંદની વાત કાહાડવાને બદલે, શોકની વાત ચૂંથવામાં કાંઈ માલ નથી.

ચંદ્રભાગા—પૂછી ના લઈયે, ત્યારે શું એને મનમાં ને મનમાં બળી જવા દઈયે ?

પ્રાણલાલ—માજી! તમે જાણતાં છતાં, મારે મ્હોએથી સાંભળવાને ઈચ્છતાં હો, તો હું કેહેવાને તૈયાર છું. તમારી સમક્ષ વાત કેહેવાને હું લજવાઉં છું, પણ કેટલોક વિચાર કરતાં મને એમ લાગેછે, કે મ્હોડામ્હોડ, કહ્યા વિના છૂટકો નથી. આ પ્રસંગે વાત નીકળી તેથી હું વધારે ખુશી છું, કેમકે, હવે પછી મારે શું કરવું, તે તમારો નિશ્ચય જણાયા પછી મને સૂઝશે. આ વાત મારા લાભની છે, અને આ હાનીની છે, એની સમજ હવે મને પડવા માંડી છે; તેથી મારે માટે તમે જે વસ્તુ આણો, તેમાં મારી સલાહ લ્યો, તો પછીથી, સારી નીકળે અથવા ખોટી, તોપણ, કોઈ વાતે મારે તમને દોષ દેવાની બારી રેહે નહિ. ત્યારે જે વસ્તુના ઉપર જન્મપર્યંત મારા સુખદુઃખનો આધાર રહેલો, તે વસ્તુ મને આણી આપવામાં, તમે લાંબો વિચાર કર્યા વિના, તેમજ, તેમાં મને કાંઈ પણ પૂછ્યા વિના, આરો-

બાર ચોસલું બેસારી ઘો. તો આખા જન્મારા સુધી, તમે મને દુઃખી કરવાને સાધન થઈ પડો, એમાં કાંઈ નવાઈ નહિ. રામદાસની મૂર્ખી છોકરી સાથે મારૂં લગ્ન કરી દેવાનો તમારો વિચાર મેં જ્યારથી જાણ્યો, ત્યારથી તે આજ સુધી, એની ને એની દુગ્ધામાં મારૂં શરીર સોસાઈ ગયું. તમે એટલો તો વિચાર કરો, કે, જેને માટે મારા મનમાં આટલો બધો ધિક્કાર છે, તેની સાથે જો જોરાવરીથી તમે મને પરણાવો તો તેથી હું તથા તે, અને વળી તમે પણ, સુખી થઈ શકો ? કોઈ દિવસ નહિ. મારી કાચી સમજમાં જો તમે મને પરણાવી દીધો હોત, અને મારા મથુર મામાની પેઠે મારા ખોટા હાલ થાત, તો તેમાં તમારો જન્મપર્યંત વાંક કાહાડીને દાહાડા પૂરા કરત, પણ તેથી મને સુખ મળત નહિ. ( મદનમોહનાના ભણી આંગળી કરીને ) આપણા મોતીભાઈ, આ મદનમોહના જે રત્નરૂપ છે તેને, પસંદ કરીને પરણ્યા નહિ હોત તો આજે તે સુખી હોત ? અને અવિચારી લોકો, જે નિંદા કરતા હતા, તે એમની દુઃખી અવસ્થા જોઈને, પસ્તાવો કરવા આવત ? ના, કોઈ નહિ. માટે માજી ! આ કામમાં તમે બીજાના કેહેવા ઉપર ભરોંસો રાખી, મને જન્મ સુધી દુઃખી કરવાને ઈચ્છતાં હો તો, મુખતિયાર છો.

**મોતીલાલ**—જે તે એક મેળવી આપી તે સ્ત્રી કેહેવાય નહિ, નીતિશાસ્ત્રમાં કહ્યુંછે કેઃ—

सा भार्या या शुचिर्दक्षा, सा भार्या या पतिव्रता
सा भार्या या पतिप्रीता. सा भार्या सत्यवादिनी.

**ભાવાર્થઃ**—જે પવિત્ર કામ કરવાને સાધવી અને ચતુર; તેમજ, પોતે પતિવ્રતા હોય, અને પોતાના ધણીનામાં જેની અખંડ પ્રીતિ હોય; વળી, જૂઠું નહિ બોલતાં સદા સાચું બોલતી હોય તેનું નામ ભાર્યા.

**છોટાલાલ**—વિદ્યા વિના મનુષ્યમાં સદ્‌ગુણ ભાગ્યેજ આવેછે; વિદ્યાનો મહિમા કેટલો બધો છે ! જેનામાં વિદ્યા નથી તે પશુ કેહેવાય. કહ્યુંછે કેઃ—

विद्यानाम नरस्य कीर्तिरतुला प्रछन्नमंतर्धनं
विद्या भोगकरी रिपोर्वशकरी विद्या गुरूणां गुरुः
विद्या बंधुजनो विदेशगमने विद्या परं दैवतं
विद्या राजसु पूजिता नहि धनं विद्याविहीनः पशुः

**અર્થઃ**—જેને ઉપમા આપી ન શકિયે એવી માણસની કીર્તિ તે વિદ્યા છે; વિદ્યા ડાટેલું ધન છે; વિદ્યાથી સુખ મળેછે; વિદ્યાથી લોકો વશ થાયછે; માટે મ્હોટામાં મ્હોટી વિદ્યા છે; પરદેશમાં વિદ્યા છે તે બંધુ છે; વિદ્યા સ-

વંથી ઉત્તમ દૈવત છે; રાજા વિદ્યાને માનેછે, પણ ધનને માનતા નથી; માટે જે વિદ્યા શીખે નહિ તે પશુ છે.

**પ્રાણલાલ**—માજી, વિદ્યાનું કેવું પરિબળ છે, તે આ સ્લોક ઉપરથી તમારા જાણવામાં આવ્યું હશે. જેની સાથે લગ્ન કરવાને હું ઈચ્છુછું, તેનામાં વિદ્યાની છત સારી છે, માટેજ મારૂં વલણ એના ઉપર ઘણું થયું છે; અને મારા પિતાનું તથા તમારૂં વલણ પણ એના ઉપર એજ કારણ માટે થયું હતું, તે જાણીને હું ઘણો રાજી થયો હતો; પણ જ્યારથી તમે તે વિચાર ફેરવ્યો છે, એવું મેં જાણ્યું, ત્યારથી તો મારૂં મન ઘણું ગભરાઈ ગયું છે. તમારો વિચાર કોણે શા કારણથી ફેરવ્યો, એ મારા જાણવામાં યથાસ્થિત રીતે આવ્યું છે, પણ કોઇનું પોકળ ઉઘાડું કરીને, તેમનો અને તમારો જીવ દુખાવવા હું ઈચ્છતો નથી. તેમ આ કરતાં આગળ પણ હવે હું કાંઈ કહી શકતો નથી. મારો વિચાર મેં તમને જાણ કરી દીધો. હવે તમારી નજરમાં આવે તેમ કરો.

**સુખલાલ**—( છોટાલાલના કાનમાં ) કોનું પોકળ ?

**છોટાલાલ**—( હળવે અવાજે ) પ્રાણલાલની સાથે જેકલીનો વિવાહ કરાવી આપે, તો તમારા મ્હોટા સાળાને તથા સાસુને કાંઇક આશા દીધી છે.

**ચંદ્રભાગા**—( પ્રાણલાલનું આવા અવસરનું બોલવું ઘણ લાગ્યુ તેથી ) ભાઇ ! મેં તો જયકુમારી સાથે તને પરણાવાનો વિચાર કર્યો હતો અને એને આપણે ઘેર બોલાવી'તિયે ખરી, પૂછ, આ મદનમોહનાને ને વિજયાકુમારીને. કેમ બોલાવી'તી કે નહી ?

**મદનમોહના**—હા, બોલાવ્યાં હતાં તો ખરાં.

**વિજયાકુમારી**—પણ અપમાનનાં જે વચન તમે કહ્યાં હતાં, તે હજુ સુધી એમના મનમાં સાલેછે.

**ચંદ્રભાગા**—વારૂ, તેમાં હું શું કરૂં ? મારે પિયેર બધાં એકઠાં થયાં'તાં, તેમનો બધાંનો વિચાર એની સાથે પરણાવાનો નહી, ને પેલો જોશી આવ્યો તેણે કહ્યું, કે, એની સાથે તો મળતાવશેક આવતા નથી, ત્યારે હું શું કરૂં ?

**છોટાલાલ**—જ્યારે આવી વાતો નીકળી છે, ત્યારે એ વિષે હું જે જાણુંછું, તે કેહેવાનો મારો ધર્મ સમજુ છું. રામદાસના મુન્યમને તમે સારી પેઠે ઓળખોછો. એનો છોકરો માંદો પડ્યો છે તેનું ઔષધ કરવા હું ગયો હતો,'ત્યાંથી બધા સમાચાર મને મળ્યા છે, તેમાંથી માત્ર પેલા ઠગારા જોશી વિષેના કહુંછું તે સાંભળો.

**સુખલાલ**—( પાકળ જાણવામાં આવ્યું હતું તેથી કોપીને ) જે હોય તે બધું-એ કહી ઘોને જે બધાંનું જણાઇ તો આવે !

**છોટાલાલ**—ના જી, એમ કરવામાં કાંઈ સાર નથી. જોશી વિષેની વાતથી બધું તુરત તમારા સમજવામાં આવશે. જેકલીના ખરા જન્માક્ષર પ્રાણલાલની જન્મોતરી સાથે બધી વાતે મળતા આવતા નોહોતા, માટે (શિવરામ જોશીને રૂ. ૨૫ ) આપવા કરીને જૂના કાગળ ઉપર નવા બનાવ રાવ્યા છે.

**સુખલાલ**—હા, તે મારે સાસરે લઈને આવ્યો હતો, ત્યાં તેણે લાંબા લાંબા હાથ કરી, વેઢા ગણીને, એમ પણ કહ્યું, કે, જયકુમારી સાથે તો મળતાવશેક આવતા નથી.

**મોતીલાલ**—એ ઠગારાને હજુ તમે ઓળખતા નથી. જેકલીના પ્રથમ મળતા નોહોતા, તે મેળવી આપ્યા, ત્યારે શું બધા ગ્રહ એના તાબામાં હશે?

**મદનમોહના**—જયકુમારી અને જેકલીની રાશી એક, ત્યારે એકના મળે ને બીજીના કેમ ના મળે ?

**છોટાલાલ**—અરે. એતો બડો ઢોંગી છે. ગિરધરદાસને ઘેર રૂ. ૨૫) લેવાને જન્માક્ષર લઈને આવ્યો, ત્યારે મારો ને એનો મુકાબલો થઈ ગયો છે.

**ચંદ્રભાગા**—તારે મારા રડયાએ જૂઠા મળતાવશેક આણ્યા કે શું ?

**છોટાલાલ**—જુવોને, દેખીતુંજ છે તો !

**ચંદ્રભાગા**—તારે રડયો શાસ્તરમાંના અશલોક બોલ્યો. જે, જયકુમારી સાથે પરણાય નહિ, એ શું ?

**મોતીલાલ**—જેવા જન્માક્ષર બનાવ્યા, તેવો શ્લોક પણ જૂઠો બનાવીને બોલ્યો હશે. ત્યાં કોણ એને પકડનાર હતું જે ? એ તો ટીપણું જોઈ-ખાનારો, શું સમજે? પણ ગમે તેવા કોઈ વિદ્વાન શાસ્ત્રીને બોલાવી આણો, ને પછી જુવો, કે અમે શાસ્ત્રમાંના જે દાખલા આપિયે તે ખરા છે કે નહિ ? એ લાલચુ લોક તો આપનાર મળે તેના ભણી થઈ જાય.

**સુખલાલ**—ખરે ભાઇ ! હું તો એના કેહેવાથી ભોળવાઈ ગયો. પણ જયકુમારીનું ઘર જોતાં, એની સાથે વિવાહ કરવામાં મને સારૂં લાગતું નથી.

**મોતીલાલ**—શેઠજી ! એમ કેહેવું તમને ઘટતું નથી, જુવો, નીતિશાસ્ત્રમાં શું કેહેછેઃ—

विषादप्यमृतं ग्राह्यममेध्यादपि कांचनं<br>
नीचादप्युत्तमा विद्या स्त्रीरत्नं दुष्कुलादपि.

અર્થઃ-ઝેરમાં જો અમૃત હોય તો તે શોધીને લેવું; અપવિત્ર જગ્યામાં સોનું પડયું હોય તો તે લેવું; નીચાની પાસે ઉત્તમ વિદ્યા હોય તો તે લેવી; અને સ્ત્રીરૂપી રત્ન નઠારા કુળમાં હોય તોપણ તે લેવું.

નીતિશાસ્ત્રમાં આવી રીતની છૂટ છે, તો જયકુમારી સાથે લગ્ન કરવામાં જે બાધ કાહાડે તે ખોટો કેહેવાય. એના દાદાની પાસે કેટલું બધું ધન અને સાહેબી હતી, એની તમે તજવીજ કરો તો તમારા જાણવામાં આવે. કાળના ફેરફારે કરીને એ બિચારીની આવી અવસ્થા થઈ, તેથી એ નીચા કુળની કેહેવાય નહિ. સ્ત્રીનામાં જેટલા સદ્‌ગુણ જોઈયે તેટલાથી એ ભરેલી છે. પ્રાણલાલની સાથે શોભે એવી, એના જેવી બીજી તમને મળનાર નથી.

**મદનમોહના**—ખરી વાત છે, કે તજવા યોગ્ય કેઈ છે, ને કેઈ નહિ તેનો વિચાર તો કરવો; પણ કેઈને તજવી? કહ્યું છે કેઃ—

त्यजेद्धर्मदयाहीनं विद्याहीनं गुरुं त्यजेत्
त्यजेत् क्रोधमुखीं भार्यां निःस्नेहान्बांधवांस्त्यजेत्.

**અર્થ**:—જે ધર્મ અને દયા વિનાનું હોય તેનો ત્યાગ કરવો; વિદ્યા વિનાનો ગુરૂ હોય તેનો ત્યાગ કરવો; સર્વકાળ ક્રોધાયમાન જેનું મ્હો હોય એવી ભાર્યાને તજવી; અને સ્નેહ વિનાના બાંધવઆદિ હોય તેનો ત્યાગ કરવો.

**છોટાલાલ**—મદનમોહનાએ શ્લોક કહ્યો તેમાં વધારે ખુબી એ છે કે, આપણે કોઈ સ્ત્રીને પરણ્યા, અને પછીથી તે સદા ક્રોધે ભરેલી જણાય, તો તેને દૂર કરવી. જ્યારે પરણ્યા પછી દૂર કરવી પડે, ત્યારે એવો કોણ મૂર્ખ હોય, કે પ્રથમ તપાસ કર્‍યા વિના પરણે? આપણા લોકોમાં, ગુણ દુર્ગુણની તજવીજ કર્‍યાવિના, માબાપના અને સગાંવાહાલાંના વિચાર પ્રમાણે પરણાવાનો ચાલ પડયો છે, એ ઘણોજ નઠારો છે. જયકુમારીને પસદ કરવામાં, પ્રાણલાલ એકલાએજ તજવીજ કરી છે એમ નથી, પણ અમે સારી પેઠે ચોકશી કરી છે. વળી એનામાં કેટલા બધા ગુણ ભરેલા છે, તે સભાને દિવસે તમારા જાણવામાં આવ્યા છે; તેમજ, ચંદ્રભાગાએ પણ જાણ્યા છે. જો ટુંકામાં કેહેવરાવો તો શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે જયકુમારીનામાં સર્વ ગુણ અને સર્વ પ્રકારની છત છે.

**વિજયાકુમારી**—વળી ઘરખટલો ચલાવવો કાંઈ સેહેલો નથી. જો સમજું અને ભણેલી સ્ત્રી હોય, તો પોતાના સ્વામીને તેમાં ઘણી ઉપયોગી થઈ પડેછે. કહ્યું છે કેઃ—

विद्या मित्रं प्रवासेषु, भार्या मित्रं गृहेषु च
व्याधितस्यौषधं मित्रं, धर्मो मित्रं मृतस्य च.

**ભાવાર્થઃ**—પાસે જો વિદ્યા હોય તો તે પ્રવાસમાં એક મિત્ર ગણાયછે; ઘરમાં સ્ત્રી મિત્ર ગણાયછે; રોગીને ઔષધ મિત્ર છે; અને મરણ પામેલાને ધર્મ છે તે મિત્ર છે.

હવે જુવો, કે, ઘરની અંદર સ્ત્રીને જ્યારે મિત્રરૂપ ગણી, ત્યારે તેનામાં. મિત્રની પેઠે સારી સલાહ આપવાની, આશ્રય આપવાની, અને સુખ દેવાની જરા પણ શક્તિ હોય નહિ, તો તે શા કામની ?

**મોતીલાલ**—વળી સાંભળો આ એક શ્લોકઃ—

राजा राष्ट्रकृतं पापं राज्ञः पापं पुरोहितो
भर्ता च स्त्रीकृतं पाप शिष्यपापं गुरुस्तथा.

**અર્થઃ**—રાજ્યમાં કોઇયે જે પાપ કર્યું હોય, તે રાજાને શિર છે; રાજાએ જે કર્યું હોય, તે તેના ગુરૂને શિર છે; શિષ્યે જે પાપ કર્યું હોય. તે તેના ગુરૂને માથે છે; અને સ્ત્રિયે જે પાપ કર્યું હોય, તે તેના ધણીને માથે છે.

આ શ્લોક ઉપરથી જણાય છે, કે સ્ત્રી પાપ કરે તેનો બોજો તેના પતિને શિર છે; ત્યારે પુરૂષને જો ઓછાં પાપ માથે આવવા દેવાં હોય, તો પાપ ન કરે એવી સમજુ સ્ત્રી ખોળી કાહાડવી જોઈયે. બધાંને ખબર છે, કે, ડાહ્યાં માણસ મૂર્ખના કરતાં ઓછાં પાપ કરેછે, ત્યારે બે કન્યાઓ હોય તેમાંથી ડાહી અને વિદુષી હોય, તે શા માટે પસંદ કરવી નહિ ?

**મદનમોહના**—શાસ્ત્રની અંદર સ્ત્રીને પુરૂષનું ડાબુ અંગ ગણેલું છે, તે પ્રમાણે, સોનાની મૂર્તિનું ડાબુ પાસુ બધું લોહોડાનું બનાવ્યું હોય, તે જેવું કદરૂપું દેખાય, તેમજ, ચતુર અને વિદ્વાન પુરૂષને ડાબા અંગરૂપી મૂર્ખ સ્ત્રી આણી આપી હોય, તો તે પુરૂષ પેલી મૂર્તિના જેવો કદરૂપો દેખાય એટલુંજ નહિ, પણ તે બંનેનું મન એક થઈને, એક શરીરરૂપ કોઇ દિવસ બનનાર નહિ.

**વિજયાકુમારી**—સાબાસ, મદનમોહના ! ઠીક નોક રાખી છે. મને પણ એક શ્લોક યાદ આવ્યોછે તે હું કહી બતાવુંછુંઃ—

कुराजराज्येन कुतःप्रजासुखं
कुमित्रमित्रेण कुतोस्ति निर्वृतिः
कुदारदारैश्च कुतो गृहे रतिः
कुशिष्यमध्यापयतः कुतो यशः

**ભાવાર્થ**—નઠારા રાજાના રાજ્યમાં પ્રજાને સુખ ક્યાંથી; નઠારા મિ-

ત્રની મિત્રાઇથી આનંદ ક્યાંથી; નઠારા શિષ્યને ભણાવવાથી કીર્ત્તિ ક્યાંથી; અને નઠારી સ્ત્રીની સાથે લગ્ન થવાથી ઘરનું સુખ ક્યાંથી મળે ?

ખરે, નઠારી વઢકારી સ્ત્રી કોઇ ભલા માણસને મળી હોય તો બિચારાને જંપીને બેસવા દે નહિ. આનો દાખલો જોવો હોય, તો અમારી પડોસમાં એક બરોબર એજ પ્રમાણે છે.

**ચંદ્રભાગા**—વાહરે વિજયાકુમારી ! તમને શાસ્તરનું આવું અટપટું ભલુ સાંભરેછે તો !

**છોટાલાલ** —જેને સારી પેઠે લખતાં વાંચતાં આવડયું, તેને મન પછી કાંઈ કઠણુ નથી. મદનમોહનાને બધા ઘણાય શ્લોક મ્હોડેછે, અને પ્રસંગ પડતાં વાતચિત કરવામાં ઘણું ઉપયોગી પડે એટલામાટે. જયકુમારિયે તો એક નીતિનું પુસ્તક આખું જીભ્હાગ્રે કર્યું છે. ( મદનમોહનાને ) તમે પણ આ પ્રસંગને લગતો આવે એવો શ્લોક બોલો.

**મદનમોહના**—હા જી, તૈયારછું, ખરી વાતના પૂરાવા જ્યાં જોઇશુ ત્યાં મળશે. સાંભળો:—

ते पुत्रा ये पितुर्भक्ताः स पिता यस्तु पोषकः
तन्मित्रं यत्र विश्वासः सा भार्या यत्र निर्वृतिः)

**અર્થ**—પિતાની જે સેવા ચાકરી કરે તેજ પુત્ર; અને તેવા પુત્રનું ભરણ પોષણ કરે તેજ પિતા; જેના ઉપર વિશ્વાસ રાખી શકાય તેજ મિત્ર કહેવાય; અને જેનાથી સુખ મળે તેજ સ્ત્રી.

મૂર્ખ સ્ત્રીનાથી ભાગ્યેજ પુરૂષો સુખી જોવામાં આવેછે. ત્યારે એવી અભણને પરણીને જાણી બૂજીને શા માટે દુઃખ વોહોરી લેવું જોઈયે ? સમજુ સ્ત્રી વગર સુખ મળતું નથી, માટે જે પુરૂષ સુખ મેળવવાની આશા રાખતો હોય, તેણે તો અવસ્ય સમજુ સ્ત્રીની સાથે પરણવું.

અમે તો તમારા મ્હો આગળ ન્હાનાં પડયાં, તેથી કેહેતાં શરમ લાગેછે, પણ શું કરિયે, કેહેવું પડેછે. મારાં માબાપે સુરતમાં મારે કાજે એક વર શોધી કાહાડયો હતો, તે મને જરા પણ ગમતો નોહોતો; પણ તેનો બાપ પૈસાદાર હતો, અને કુળવાન કેહેવાતો હતો, તેથી બધાંએ મને ત્યાં પરણાવાનો નિશ્ચય કરયો. પણ મારો ભાઈ ઘણો સમજુ છે, અને તે સારા નરસાની તુલના કર્યા વિના કાંઈ કામ કરતો નથી, તેણે બે મહિના સુધી ઠેલી ઠેલીને લખ્યાં કરવા દીધાં નહિ. છેવટે તેનું પણ ચાલ્યું નહિ. મેં મ્હોડે ચડીને ઘણી વાર કહેલું કે એ વર બહુ ભણેલો નથી, તેથી હું તો એની

સાથે નહિ પરણું, પણ કોઈ માને શાનું ? મને તો બધાંએ હશી કાહાડવા અને ગાંડી ગણી કાહાડવા માંડી. તોપણ મેં તો મારી હઠ છોડી નહિ. ઓહો ! આ કામમાં મારા ભાઇનો મારે બહુ ઉપકાર માનવાનો છે. મારી કાચી સમજણ હતી ત્યારે મારો વિવાહ કરી દેતા હતા, તે હું ૧૩ વર્ષની થઇ, ત્યાં સુધી, મારા ભાઇયે સમજાવી સમજાવીને લાંબુ તાણ્યું. મારી ઉંમર મ્હોટી થઈ એટલે એનું માન્યું નહિ. ( મોતીલાલના ભણી આંગળી કરીને ) આમણે સ્ત્રીજ્ઞાનપ્રકાશ નામની ચોપડી બનાવેલી મારા વાંચવામાં આવી, ત્યારથી મેં મારા ભાઈની હસ્તક એમના વિષેની બધી તજવીજ કરી રાખી હતી. મારો ભાઈ સુરતમાં છોકરિયોની નિશાળ સ્થાપવામાં આગેવાન હતો, તેથી એક બીજાને સારૂ પિછાન થયું હતું. પોતે ત્યાં એક વાર આવી ગયા ત્યારથી એમની સાથે પરણવાનો મેં નિશ્ચય કરચો. તમે જાણોછો, કે, છોકરાનું બાપ માને તેટલું છોકરીનું માને નહિ, પણ મા તો બિચારી માને. સહદેવ અને મૂળદેવ કરીને ન્હાના ભોજના સમયમાં બે ટીખળી પુરૂષો થઈ ગયા, તેમની એક વાત મારા વાંચવામાં આવી હતી, તે મે મારી માને કહી, ને પછીથી મારાથી રડાઈ જવાયું. મારી માને મારી દયા આવી, ને બધી વાત ગળે ઉતરી. મારા ભાઈયે મારા પિતાને સમજાવ્યા, ત્યારે આજે હું સુખી છું.

**ચંદ્રભાગા**—એ વાત એવી કેવી છે, જે તમારી માના મનમાં ઉતરી ગઈ?

**છોટાલાલ**—એમની સાંભળવાની મરજી છે તો કોહો.

**મદનમોહના**—હું કેહેવાને તૈયાર છું હવણાંના સમયમા, જેમ કેટલાંક આડાં માબાપ, પોતાની નજરમાં આવે તેની સાથે, પોતાનાં છોકરાં પરણાવી તેઓને જન્મપર્યંત દુઃખી કરેછે, તેમ, ન્હાના ભોજના વારામાં પણ એક બનાવ બન્યો હતો. એક ડાહ્યા અને વિદ્વાન પુરૂષને કર્મે એક મૂર્ખી અભાગણી રંડા ચોંટેલી હતી. તે બિચારાને સદા પરમપટ દેતી હતી, એક દિવસ પણ જંપીને રોટલો ખાવા દેતી ન હતી. સહજ કજિયો કરવો હોય, તેની અગઉ, પોતે ખાઈને પરવારે, ને પછી ચૂલામાં પાણી રેડીને બેસે, તેથી તે બીચારાને બીજે ત્રીજે આખા દિવસના કડાકા થાય. કાંઈ માગે તો કેહે, કે, હાથ ભાગ્યા છે, લેવાતું નથી જે મારી પાસે માગોછો ? સારાંશમાં એટલુંજ, કે પોતાની નઠારી સ્ત્રીનાથી તે હેરાન ને કાયર થતો; અને પરમેશ્વરની પાસે નિત્ય છૂટકો માગતો. એજ ધારા નગરીમાં એક બીજો પુરૂષ હતો; તે વ્યસની, દુર્ગુણી અને સર્વ જાતિના અપલક્ષણથી ભરેલો હતો; પણ તેની સ્ત્રી ઘણી સમજુ હતી. વિના કારણે પેલો દુષ્ટ તેને મારે; પણ એક શબ્દ બોલ્યા

વિના તે સહન કરતી હતી. બાહારથી ગાભરો ગાભરો થઈને આવે, ને કહે કે, અએ રડી ! ભાંગ ઘૂંટ દે: પેલી બિચારી તેની મરજી પ્રમાણે ભાંગ રંગડી આપી શાન્ત કરે. હરેક વસ્તુ માગતા પેહેલાં લાવીને રજુ કરે, અને પોતાનાથી બને તેટલી ખરા અંતઃકરણથી તેની સેવા કરે. એક દિવસ પેલા ટીખળિયોએ આ બન્ને ઘરનો તમાશો જોયો, અને ઘણો ખેદ પામ્યા. તેમના મનમાં સ્વાભાવિક રીતે આવ્યું, કે આવી ડાહી સ્ત્રીને પેલો બિચારો ભલો પુરૂષ યોગ્ય છે; અને પેલી દુષ્ટ સ્ત્રીને આ ભંગી ઠીક છે; માટે આપણે ફેર બદલી કરવી. એક વાર લાગ આવ્યો, ત્યારે મધ્યરાત્રને સમયે, પેલા વિદ્વાન પુરૂષના ઘરમાં પેશીને, તેની કજાર્ત્ત જે ખાટલામાં સુતી હતી, તે લઈને પેલા ભંગીના ઘરમાં મૂક્યો, અને પેલી સમજુ સ્ત્રીનો ખાટલો ત્યાંથી ઉપાડીને, પેલા વિદ્વાનના ઘરમાં આણીને મૂક્યો; અને છાના માના જતા રહ્યા. સવારનો પ્રહર થયો, એટલે, પેલી સમજુ સ્ત્રી પોતાના નિત્યના નિયમ પ્રમાણે ઉઠી; પાણી ઉનું કરી નાહાઈ; અને કળશ અજવાળી ઈશ્વરની સ્તુતિ કરવા બેઠી. રોજની વેળા થઈ, એટલે પેલો વિદ્વાન પણ ઉઠ્યો, અને ધારા પ્રમાણે દાતણ કરવાનું પાણી પોતે હાથે લેવા જાયછે, એવામાં, પેલી સ્ત્રિયે ઉઠીને આદર સહિત દાતણપાણી રજુ કર્યાં. વિદ્વાનને ઘણું આશ્ચર્ય લાગ્યું, કે આટલી બધી ક્યાંથી સુધરી ગઈ! નિત્ય ટાહાડે પાણિયે નાહાવું પડતું, પણ આણે તો ખાસું ઉનું પાણી આણીને અંઘોળસ્થાને મૂક્યું. નિત્યની રીત પ્રમાણે પેલાને ધડપછાડા કરતાં જોયો નહિ. તેથી સ્ત્રીને પણ નવાઈ જેવું લાગ્યું. પણ પ્રારંભથીજ એક બીજાનો ચેહેરો જોતાં બન્નેના સમજવામાં આવ્યું હતું, તથાપિ બન્ને જણ સુખી થયાં, તેથી કાંઈ પણ તજવીજ કર્યા વિના ચૂપ રહ્યાં. પણે પેલા ભંગીને ઘેર પણ બન્ને જણ સૂર્ય ઉગ્યા પછી કેટલીક વારે ઉઠ્યાં. દાતણ કરવાનો સમય થઈ ગયો, પણ કાંઈ આપ્યું નહિ, ત્યારે ગુસ્સે થઈને દોડ્યો દોડ્યો ઘરમાં જઈ ચોટલો ઝાલીને ખેંચવા લાગ્યો, એટલે પેલિયે પણ ભંગીની ચોટલી મ્હોટી હતી તે પકડી. પેલો લાત, પાટુ, અને ગુમ્મા મારવા લાગ્યો, એટલે પેલી પણ મારવાને મચી ગઇ. બે ઘડી સુધી મારામાર ચાલી, અને બન્ને થાક્યાં, ત્યારે એક બીજાને છોડી દઈને જુવેછે, તો પરન્યાસ્યાં માલુમ પડ્યાં. ભંગી કેહેવા લાગ્યો, કે, તું આવી નહારી અહિ ક્યાંથી આવી, નીકલ મેરા ઘરમાંસી. પેલી કેહેવા લાગી, કે, મારા રડ્યા, ગોહલા, તું અઈ ગ્યાંથી આવ્યો છું, દીસ્તો રેહે. આખરે, કાયર થઈને બન્ને જણ જંપ્યાં; અને કંકાસમાં થોડા દિવસ કાહાડ્યા પછી, મારામારી કરવાનો ચાલ ઓછો કરી, એક બીજાની થોડી દરકાર કરવા લાગ્યાં. એક વાર, પેલી સમજુ સ્ત્રી બાહાર જઈને આવતી હતી, તેને

પેલા ભંગિયે જોઈ, અને ચોટુ પકડી ઘેર ખેંચી જવા લાગ્યો. એક બીજાને ઘણી તકરાર થઈ, તેથી લોક ભરાઈ ગયા. છેવટે પછી, લડતાં લડતાં બન્ને જણ રાજાને આં ગયાં; પણ રાજાને પેલા ટીખળિયોએ યથાસ્થિત વાત કહી હતી, તેથી તેણે સમજીને પેલા ભંગીને ઠપકો દઇને કાહાડી મૂક્યો, ને પેલી સ્ત્રીને પોતાના વિદ્વાન ધણીને ઘેર જવાની આજ્ઞા આપી.

**ચંદ્રભાગા**—( ખુબ હસીને ) મદનમોહના ! તમે તો ઠીક વાત કહી.

**મદનમોહના**—આ વાત કહીને મારી માને મેં કહ્યું, કે પેલા ભંગીને પૂરી પડે એવી પેલી મૂર્ખી મળી, ત્યારે તે થાકીને ઓછો કજિયો કરવા લાગ્યો, અને મળતા ગુણની જોડી થઈ; તેથી એમને પણ ઠીક થયું; અને પેલાં બન્ને સમજુ અત્યંત સુખી થયાં, એમાં તો નવાઇ નથી. આ બધી વાત અત્યાર સુધી ચાલી, તે ઉપર સારો વિચાર કરીને, પ્રાણલાલને જયકુમારી સાથે પરણવા દેશો તો સુખ પામશે, પછી જેવી ઈચ્છા.

**ચંદ્રભાગા**—( પ્રાણલાલને ) હવે તો ગમે તેમ થાય, ને બધાં ગમે તેમ સમજાવે, પણ કોઇનું માનનાર નથી. તારૂં શરીર જોઈને હું તો લજવાઈ મરૂં છું. આવડું બધું જો હું જાણત, તો તને તરત જયકુમારી સાથે પરણાવી દેત.

**મદનમોહના**—ત્યારે હવે ચેનો. રામદાસ તો કાલે સાત વર્ષની ટીપે ગયા, એટલે ભીખારીદાસ શ્રેષ્ઠ ઠરી ચૂક્યા.

**ચંદ્રભાગા**—મારે મન તો હવે વાંધો નથી.

**સુખલાલ**—(પ્રાણલાલને) બાપુ ! તું હવે તારૂં ઉપાડી લહૂં એવો થયો છે, તેથી વચ્ચે વાંધો નાંખીને તને દુઃખી કરવાને હું જરા પણ ઇચ્છતો નથી. તું તારી ઇચ્છા પ્રમાણે કર.

**મોતીલાલ**—ધન્ય છે, શેઠજી ! યથાર્થ કહ્યું; શાસ્ત્રમાં પણ કહ્યુંછે કેઃ—

लालयेत्पंच वर्षाणि दश वर्षाणि ताडयेत्
प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत्.

**ભાવાર્થઃ**—છોકરો પાંચ વર્ષનો થાય, ત્યાંસુધી, તેને લાડ લડાવવાં; અને ત્યાર પછી, દશ વર્ષ સુધી વિદ્યા ભણાવવા સારૂ શિક્ષા કરવાની અગત્ય પડે તો તે કરવી; પણ સોળ વર્ષનો થાય, એટલે પછી, તેને મિત્ર પ્રમાણે ગણવો.

**સુખલાલ**—શાસ્તર એમ કેહેછે, તો હવે મારે નિરાંત થઇ, કોઇ અને કેહેવા આવશે, તો એ અશલોકની મતલબ કહી બતાવીશ, એટલે પછી મારો વાંક કાહાડશે નહિ. તેમ છતાં, કાહાડે તો છો કાહાડે. આટલી બધી

વાર સુધી જે વાત ચાલી, તે બધી મારે ગળે ઉતરી. મેં પણ પ્રાણલાલને જયકુમારી સાથે પરણાવવાનો હવે નિશ્ચય કર્યો.

**છોટાલાલ**—હવે જ્યારે તમારી બન્નેની મરજી થઈ, ત્યારે કાલ સવારથી વિવાહનું કામ આરંભો.

**સુખલાલ**—એમ કરવાને પણ મારા ભણીથી કાંઈ અડચણ નથી. સંધ્યાકાળ પડવા આવી, ચાલો, હવે આપણે ઘેર જઇયે.

( બધાં ઘેર જાયછે. )

---

## प्रवेश ५ मो.

### स्थळ, झवेरबाईनुं घर.

ઝવેરબાઈ અને ચંદ્રભાગા.

**ઝવેરબાઈ**—(ચંદ્રભાગાને આવતી જોઈને) આવ. બેહેન! પ્રાણલાલ આવ્યો?

**ચંદ્રભાગા**—હા, મા, પણ એ તો દૂબળો થઈને આવ્યો, ને એને પરણાવવાનો ઠરાવ પણ કરયો.

**ઝવેરબાઈ**—( એકદમ ચમકીને ) હેં, ક્યારે જે?

( જગજીવન તથા મધુર પ્રવેશ કરેછે. )

**ચંદ્રભાગા**—કાલે. જયકુમારી વેહેરે એને પરણવાનું મન હતું, તારે આપણે ના શું કરવાને કહિયે?

**જગજીવન**—વાહરે બેહેન, તે દાહાડે આટલું બધું થયું હતું, તે ભૂલી ગઈ? પેલા જોશિયે શું કહ્યું હતું?

**ચંદ્રભાગા**—જાણ્યો તમારો જોશી! એનું તો જણાઈ આવ્યું. ૨૫) રૂપિયા લઈને જેકલીના જૂઠા જનમેખ્યર બનાવ્યા, તેનામાં તે શા ઢંગ હોય?

**ઝવેરબાઈ**— તને વળી એવું કોણે કહ્યું?

**ચંદ્રભાગા**—એ તો બધી વાત જાણવામાં આવી છે. છોટાલાલ વાત લાવ્યા, ને વળી, "બીજાનું પોકળ તો હું કેહેતો નથી" એવું બોલ્યા, તેથી હું તો ભડકી, જે રખે કાંય હોય નહિ.

**ઝવેરબાઈ**—<br>**જગજીવન**— } ( એકદમ ભડકીને ) કોઈનું નામ દીધું'તું?

**ચંદ્રભાગા**—એમણે તો નામ દેવાનું કહ્યું, પણ છોટાભાઈ, જોશીનું કહીને છાના રહ્યા. ક્યમ કાંઈ આડું છે કે શું?

**જગજીવન**—ના બેહેન, આટું તો શું, લોક તરેહવાર છે, તેથી નજરમાં આવે તેવી બનાવીને વાત કરે, તો કાંઇ ના કેહેવાય ?

**ચંદ્રભાગા**—ખોટી તો કોઇ ના કરે. જુઓને, મારા રડ્યા જોશિયે જૂઠું કહ્યું, તે જણાઈ આવ્યું કે નહિ.

**મથુર**—મેં કહ્યું પણ મારૂં માન્યું નહિ. તે ખાઓ લાડવો હવે.

**ચંદ્રભાગા**—શું જે, કોણે ના માન્યું ?

**ઝવેરબાઈ**—બેશ બેશ હવે, જાણ્યો તને. શું ના માન્યું, જે ગાંડાની પેઠે આમથો બકુંછું ?

**મથુર**—લે ને હું તો આ છાનો રહ્યો, મારે શું.

( એવામાં પ્રાણલાલ આવી પ્રણામ કરેછે. )

**ઝવેરબાઈ**—ભાઈ તું તો છેક દૂબળો પડી ગયો.

**પ્રાણલાલ**—હા, મા. પરદેશનું કામ; જાણોછ છો તો !

**જગજીવન**—ચંદા બેહેન! જયકુમારી સાથે ભાણાનું કરવું તે ઠીક કરવું.

**મથુર**—મને તો બહુ ગમ્યું. તે દાહાડે મેં કહ્યું, પણ મારૂં કોઇયે માન્યું નહિ.

**ચંદ્રભાગા**—હવે મારાથી ઘણી વાર બેસાશે નહિ. હું તો જમવાનું નોતરૂં દેવા આવીછું.

**ઝવેરબાઈ**—જેગને આવવાનું ઘટિત હશે તે આવશે.

**ચંદ્રભાગા**—મારે હવે કામ છે, હું જાઉંછું.

**પ્રાણલાલ**—મા. હું પણ જઈશ, હજુ તો ગોરને બોલાવવાછે.

( બન્ને જાયછે. )

**જગજીવન**—જોયું મા, મથુરો હજી મૂર્ખો ને મૂર્ખો રહ્યો.

**મથુર**—ખરૂ કેહેતા'ના તેમાં અમે મૂર્ખા થયા. લ્યો હવે, ઠીક શોભા કાહાડી, બધાંયના જાણવામાં તમારૂં પોકળ આવ્યું, હા !

**ઝવેરબાઈ**—પણ મારા રડ્યા, તારૂં ભાન બળ્યું'તું. પેલીના દેખતાં બડ-બડ કરતો'તો તે, જોઇ !

**મથુર**—હું શું જાણું જે બેહેનનાથીએ પડદો રાખ્યો હશે ?

**જગજીવન**—જોને. હજી મૂર્ખો સમજતો નથી.

**મથુર**—હા, હા, અમે મૂર્ખા, લેજો રૂપિયા, હવે વધારજો.

**ઝવેરબાઈ**—હવે છાનો મેર. તું ને જગો જાઓ શેઠને ઘેર, કાંઇ કામ પડશે.

( બન્ને ભાઈ જાયછે. )

( અહિયાં પ્રાણલાલને ઘેર બધી તૈયારી થાયછે. પોતે મુંબઈથી જે સામાન મદનમોહના તથા વિજયાકુમારી અને શૃંગાર બેહેનને માટે આણ્યો હતો તે તેમને આપ્યો. તેમજ, જયકુમારીને વાસ્તે જે આણ્યો હતો તે તેને પોહોંચાડવા આપ્યો, તે લઈને બન્ને જણ તેને ઘેર ગયાં, અને બધા પ્રકારની તૈયારી કરી રાખી. સારા સારા લોકોને બોલાવવાની મોતીલાલ તથા છોટાલાલે વ્યવસ્થા કરી; ત્યાર પછી, ત્યાંથી પરવારીને ભીખારીદાસને ઘેર આવ્યા, અને જે પ્રમાણે ગોઠવણ કરી રાખવાની હતી તે પ્રમાણે કરી રાખીને અવસરે, સાજનમાં સામીલ થવા પ્રાણલાલને ઘેર ગયા. )

---

## प्रवेश ६ ठो.

### स्थळ, भीखारीदासनुं घर.

**સુખલાલ, છોટાલાલ, મોતીલાલ, મદનમોહના, વિજયાકુમારી, નગરશેઠ, ભીખારીદાસ, સ્ત્રીબોધપ્રસારક સભાના સર્વે સભાસદો, કલેક્ટર, જજજ ઈત્યાદિ ગૃહસ્થો અને તેમની મડમો, અને બીજા શેઠ સાહુકારો તથા વરરાજાનાં સગાંવાહાલાં, જયકુમારીની નિશાળની પેહેલા વર્ગની છોકરિયો તથા વરકન્યા ઈત્યાદિ.**

**નગરશેઠ**—( લગ્ન થઇ રહ્યા પછી ) આ વિદ્વાન સ્ત્રી પુરૂષનું લગ્ન થતું જોવાને હાજર રહેલા ગૃહસ્થો !

"આજના જેવો રળિયામણો દિવસ. આ શેહેરની અંદર અહિયાં બિરાજેલા ગૃહસ્થોમાંથી કોઈના પણ જોવામાં આવ્યો નહિ હોય. આપણા લોકોમાં અયોગ્ય વરવહૂ સાથે લગ્ન કરવાનો ચાલ ઘણા કાળથી ચાલ્યો આવ્યો છે, તેથી કેટલા બધા પુરૂષો તથા સ્ત્રિયોએ દુઃખ વેઠ્યું છે, અને વેઠેછે, તેનું વર્ણન જો હું અહિયાં કરવા બેસું, તો હવણાંનો આનંદમય દેખાવ જોઈને બધાંને જે અતિશય આનંદ વ્યાપી ગયો છે, અને બધાંનાં મન કમલની પેઠે ખિલેલાં દેખાયછે, તે ગ્લાની પામે. આ પ્રસંગ મારે એટલુંજ કેહેવાનું છે, કે, વરવહૂ પોતપોતાના અનુમતથી લગ્ન કરવાને યોગ્ય થાય ત્યાં સુધી તેમના માબાપ વગેરેએ વચ્ચે પડીને અઘટિત રીતે લગ્ન કરવાં જોઈયે નહિ. કેમકે, એક બીજાનો સ્વભાવ મળતો આવ્યા સિવાય તે બેને પરણાવવાથી, બેમાંથી એક પણ સુખી થતું નથી, તેના હજારો દાખલા આપણા જોવામાં આવેછે. જુવો પ્રત્યક્ષ દાખલો: આ વિદ્વાન

“પ્રાણુલાલને યોગ્ય, આખા અમદાવાદમાં બીજી કોઈ પણ કન્યા હતી “નહિ, તેમ છતાં, ગમે તે એક શોધી કાહાડીને તેની સાથે એમનું લગ્ન કર્યું “હોત, તો એમને સંસારનું સુખ મળત નહિ; તેમજ આવાં સદ્ગુણી અને “ગુણગ્રાહક જયકુમારીના લાયક પ્રાણુલાલ સિવાય બીજો એકે યોગ્ય વર “નોહોતો, તેથી એમને પણ બીજાનાથી સુખ મળત નહિ, તેથી બન્ને જ-“ણને ખોટું થાત. કેટલાક મૂર્ખ લોકો, જેઓને આ શુભ રીતિ પસંદ પડતી “નહિ હોય, તેઓ પ્રાણુલાલની નિંદા કરશે, તેની સાથે એમના પિતા, “સુખલાલની પણ વાત કરશે, તે છતાં, પોતાના પ્રિય પુત્રનું ભલું ઈચ્છીને, “એ શેઠજિયે જયકુમારીની સાથે લગ્ન કરવાનો યોગ્ય અભિપ્રાય આપ્યો, “તેથી એમને ઘણું માન ઘટેછે. મને પૂર્ણ આશા છે, કે સુખલાલ શેઠનો “દાખલો જોઈને બીજા ગૃહસ્થો પણ પોતાની પુત્રી પુત્રાદિનાં લગ્ન તેમની “કાચી સમજમાં નહિ કરી દેતાં, સમજણાં થઈ પોતાને લાયક જોડ શોધી “કાહાડે, અથવા સંમત્તિ આપવાને યોગ્ય થાય, ત્યાં સુધી તેમને કુંવારાં રેહેવા “દેશે, તથા તેમને તેમના શુભ કામમાં અડચણ કર્ત્તા નહિ થઈ પડતાં ઘ-“ટાર્થ આશ્રય આપશે.

“નઠારી દેખાદેખી કરવાનો વહિવટ આપણા લોકોમાં સાધારણ થઇ “પડ્યો છે, તેને બદલે, આવો લાભકારક દેખાદેખી કરવાનો ચાલ એક પછી “એક જો પડવા માંડશે, તો બેશક આપણા લોક ઘણા સુખી થશે. પણ “કેહેવાને મને ઘણી દિલગીરી ઉપજેછે, કે, કેટલાક સમજુ પુરૂષો, જે સારા “નરતાની તુલના કરી શકેછે. તેમ છતાં, અજ્ઞાનિયોની પેઠે. પોતાને વર્ત્ત-“વાનો અવસર આવેછે ત્યારે, ગાડરાંના ટોળા પ્રમાણે, નઠારો રસ્તો જા-“ણતાં છતાં, તે પકડેછે. સુધારાની ડાહી ડાહી વાતો કર્યાથી કાંઈ ફળ “નથી, પણ બીજાને તે પ્રમાણે કરાવવાથી ને પોતે કરી બતાવ્યાથી લાભ “છે. હજાર વાત કહી બતાવવી તેના કરતાં એક કરી બતાવવી એ વધારે “પસંદ કરવા યોગ્ય છે.

“આપણી સંસારી સ્થિતિ વિષે વિચાર કરિયે છિયે, તો તેમાં ઘણા “પ્રકારનો શળો જોવામાં આવેછે, તે સુધારવામાં, લોકો ઘણી નિંદા કરે “અને ઘણી અડચણ પડે, એવો સંભવ ઓછો છે; અને કદાચિત્ને હોય “તો શું થયું; ગમે ત્યારે પણ કોઈને પેહેલ કર્યા વગર છૂટકો તો છેજ “નહિ. કેટલાએક એમ કેહેછે, કે, આપણા અભિપ્રાયને મળતા આવે એવા “ઘણા ઓછા, છે ત્યાં સુધી, ચાલતી રીતિમાં ડાહાપણ કરવાથી કાંઈ ફળ “નથી, પણ કેટલીએક રીતિઓ એવી છે, કે જે ધારે ધારે ચલવી હોય તો “તેનેમાટે પછવાડે ઘણુંકરીને કોઈ બડબડ કરતું નથી, અને કદાચિતને ક-

"રેછે, તો છેક ઓછા. મૂર્ખ હોય તેજ પોતાનાં છોકરાંને ચ્યાર પાંચ પાંચ "વર્ષનાં થાયછે, એટલામાં પરણાવી દેછે. તેમ ના કરે તો કોણ તેમને આગ્રહ કરવા જાયછે, અને કોણ તેમની નિંદા કરેછે? અને કદાપિ નિંદા કરે તો શું "થયું? કાંઇ આડું અવળું થાય તો તેથી આપણને જે દુઃખ અને પસ્તાવો થાયછે "તેમાં તેઓ ભાગ લઇ શકેછે ? ના કોઈ નહિ. ત્યારે તેવા લોકની માત્ર નિં- "દાથી ડરી જઇને આપણાં છોકરાંનો અને આપણો સ્વાર્થ બગાડવો એમાં "કેટલી બધી મૂર્ખાઈ છે? શુભ કામ તો એક પછી એક કરવા માંડીને, "તેથી થતા લાભ બીજાઓને પ્રત્યક્ષ બતાવવા, એટલે તે જો સારા હશે, તો "સર્વેને તેપ્રમાણે કરવાનું મન થશે. છોટાલાલ, મોતીલાલ, અને પ્રાણલાલ "લોકોને જેવો ઉપદેશ કરેછે, તે પ્રમાણે બનતા સુધી પોતે વર્તેછે, તેથી તે- "મને ઘણી સાબાશી ઘટેછે. તેઓ પોતે પસંદ કરીને સ્ત્રિયો પરણ્યા તેથી "તેમને કેવાં સુખ મળેછે. અને મળશે, તે વિષેનો સહજ વિચાર આપણે કરી "શકિયે છિયે. એવા પુરૂષોને પરમેશ્વર આરોગ્ય રાખો, કે જેથી આપણા "લોકોને લાભદાયક થઈ પડે. અને આ આનંદકારક જોડું, જેઓનું લગ્ન "પ્રત્યક્ષ થયેલું આપણે જોયું, તે સદા સુખ પામો, અને તેમનો રૂડો દાખલો "જોઇને બીજા તે પ્રમાણે વર્તો એવો મારો અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે." "વળી, મને બોલવા લાગ્યા કેઃ—

શાર્દૂલવિક્રીડિતછંદ.

દીનાનાથ કૃપાળ સાર કંઈ જે, દીસે રૂડો નાટકે
તે તો ખૂબ જડાય દેશી દિલમાં, જુસ્સો ઘણો તો ટકે;
ઉશ્કેરાઇ ઉપાય શુભ કરવા, લાગે સહુ પ્રીતથી
એવી તું કર પ્રેરણા, જય થશે, તારીજ આશીષથી.

